

સ્વ. છોટાલાલ. ન. મુખ્ત્યાર સ્મારક અંક

# લેખમાળા.

[ શ્રી દશા શ્રીમાળી યુવક મંડળના હસ્તલિખિત પત્ર
'લેખમાળા'નો ખાસ મુદ્રિત અંક ]

ઓનરરી તંત્રી.

**ચન્દ્રવદન ચીમનલાલ મ્હેતા.**

*Perhaps a frail memorial though sincere;*
*Not scorned in heaven, though little noticed here.*

Cowper.

---

પ્રકાશક.

**શ્રી દશા શ્રીમાળી યુવક મંડળ**

અંબાજીરોડ—સુરત.

# અનુક્રમણિકા.



---


–શ્રી દશાશ્રીમાળી યુ૦ મંડળ તરફથી મોતીલાલ છોટાલાલ મુખ્ત્યાર, અંબાજી રોડ–સુરત.

છાપનાર—ઇશ્વરલાલ કસનદાસ કાપડીઆ, જૈન વિજય પ્રીન્ટીંગ પ્રેસ—સુરત.

It is not the tear, at this moment shed,
When the cold turf has just been laid over him:
That can tell, how beloved was the friend that's fled,
Or how deep in our hearts we deplore him.

MOORE.



**સ્વ. છોટાલાલ નગીનદાસ મુખ્ત્યાર**

તવ છત્ર રક્ષણનું જતાં રડતાં બિચારાં બાલુડાં, શુભ સ્વર્ગને દ્વારે ઉભો આશિર
સંતાતણા, શુભ સ્નેહના, સંદેશ પાઠવ શાંતિના, તવ સદ્દગુણો કંઇ પ્રેર અમ હૃદયે, ...

**શ્રી દશાશ્રીમાળી**

જન્મ
સં. ૧૯૨૧ના ભાદરવા વદ ૮
તા૦ ૧૨-૯-૬૫.

સં. ૧૯




શ્રી દશા શ્રીમાળી




યુવક મંડળ

**સ્વ. છોટાલાલ નગીનદાસ મુખ્ત્યાર સ્મારક અંક.**

## પ્રાર્થન.



પ્રભુના દરબારમાં, એક પ્રાર્થન છે.
નાથ, સ્વામી, સ્વીકારશો ?
વાંછનાની વારિતૃષા છીપાવશો ?
હ્રદે હ્રદે તવ ભક્તિનો પ્રકાશ પ્રસરી રહો,
ને માનવચિત્તે તવ ઓજસ્મય આભ છવાઇ રહો,
ને તવ સ્નેહ નીરમાં ડૂબકી ડૂબતાં જગ જનો,
આનંદી શીતલતા ને આત્માની એકતા અનુભવો.
હ્રદયને સિંહાસને વિરાજેલ વિભો !
દીન આ દાસને, દિલની દયાએ, એક આ દાન દેશો ?

કેળાપીઠ-સુરત.
તા. ૧૫-૧૨-૧૯ } રા૦ નટવર એમ. વીમાવાળા.

# ઉજમાળું ભવિષ્ય.

( આ અંક માટે ખાસ. )

સુભગ દિન, ઓ બન્ધુઓ ! સુભગ દિન અવ આવતો :
માતૃભૂમિ જો ! કિરણુ કિરણે રસી પ્રતિભા પાડતો.
સત્ય નિર્ણય અવ થશે. ચિન્તનો ધીર ચમકશે,
શસ્ત્ર નહિ પણ લેખિની ભાવ વિરલા ભજવશે.

૨

સુભગ દિન, ઓ બન્ધુઓ ! સુભગ દિન અવ આવતો :
બલ નહિ પણ ધર્મ એકલ રાજવી નૂર પ્રકટતો.
જન્મભાવ હવાં જશે, ગુણુ જનતા શાસશે,
કુલમાન વૃથા જશે, સંસ્કૃતિ પ્રિય રાજશે.

૩

સુભગ દિન, ઓ બન્ધુઓ ! સુભગ દિન અવ આવતો :
અન્યાય-રાક્ષસ યુદ્ધ અવ જનનયનને દર્શાવતો.
વિગ્રહો અવ વિરમશે, શાન્તિ સુંદર શોભશે,
કીર્તિ ભૂખ્યા, રક્ત તરસ્યા, બન્ધુહન્તા શમી જશે.

૪

સુભગ દિન, ઓ બન્ધુઓ ! સુભગ દિન અવ આવતો :
સ્ત્રી પુરૂષ બાલક સર્વ ઉરમાં ધન્ય ચેતન સિંચતો.
ઐક્ય નિજ દીપ્તિ હવે ભવ્યભાવી દાખશે,
વિરાટ ગૌરવની કથા આર્યમુખ અવ વિલસશે.

૫

સુભગ દિન, ઓ બન્ધુઓ ! સુભગ દિન અવ આવતો :
શિવ જીવન સત્વ વિકાસતો; પ્રિય કર્મયોગ ભણ્યો ઉંડો.

સુરત } રા૦ મંજુલાલ જમનારામ દવે.

---

# મૈયાને વન્દન.

( આ અંક માટે ખાસ. )

( હોતું કાંઠે કદમ્બ કેરી છાયા.........એ રાગ. )

નમું નેહે તને મુજ મૈયા, તું પુણ્યધર્મ વિજૈયા હો;—નમું૦
જય હો જનની, વિમલ ધરણી, ભવ તારિણી તું નૈયા હો;—નમું૦
સતત તુજ ગુણગાન કરતા મુજ ઉરભાવ-ગવૈયા હો;—નમું૦
હિન્દુ, મુસલ્મીન, પારસી સર્વે ચરણુ પડે તુજ છૈયા હો;—નમું૦
જન્મ દીધો તેં, દીધું પોષણું, થાજે તું મરણુની શય્યા હો;—નમું૦

૨૦—૧૧—૧૮
કલકત્તા. } રા૦ ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

# રેંટીઆની આવશ્યકતા.

[ ભાઈ ચન્દ્રવદન—તમારે સારૂ, આ સાથે નાનકડો લેખ લખી મોકલું છું. છાપવો હોય તો છાપી શકો છો. **મોહનદાસ ગાંધી** ]

લાખો સ્ત્રિઓ નવરી બેઠી છે, હજારો વિધવા ભૂખે મરે છે, ભૂખે નથી મરતી તો અયોગ્ય જીવન ગાળે છે. હજારો બાળકો કંઇ ધંધોજ શીખતાં નથી ને લાખો માણસો નાગા ફરે છે. સ્ત્રિઓનો ધર્મ છે કે તેઓ પુરાતની રેંટીઆ હાથ કરી દેશની વસ્તીનો ભૂખમરો મટાડે, ને કંઇક કમાણી પ્રમાણિકપણે કરે. છોકરાઓ જો કાંતતાં શીખે તો આ સહેલો ધંધો રમત તરીકે કરીને પણ દેશસેવા કરે.

**લાહોર** }
માગશર સુદ નોમ. }

**મોહનદાસ ગાંધી.**

[ મહાત્મા ગાંધીજીનો ઉપરનો ટુંકો લેખ પ્રગટ કરતાં અતિશય આનંદ થાય છે. સમયનો અભાવ, પ્રવૃત્તિની અનેકતા આદિ છતાં એમણે અમારી નમ્ર વિનતિને માન આપી જે આ લેખ મોકલ્યો છે, તે માટે અમે તેમના ઉપકૃત છીએ. વિશેષમાં એટલુંજ કે વાંચકગણ એ લેખ વાંચી એમાંની અમૂલ્ય સલાહને અમલમાં મૂકી પોતાના જીવનને સાર્થક કરે. સુજ્ઞેષુ કિંબહુના—ચંદ્રવદન.]

# સ્વ૦ શ્રી છોટાલાલ નગીનદાસ મુખ્ત્યારના જીવનની એક ટુંક રેખા.



લેખકઃ—ચંદ્રવદન ચીમનલાલ મહેતા. મુંબઈ.

જીવનચરિત્રો તો ઘણાંએ લખાયાં છે. હાલ હિંદમાં ઘણાંએ આદર્શ જીવનના નમૂના પ્રત્યક્ષ છે, જેઓના જીવનમાંથી ઘણું શીખવાનું મળી શકે છે. ઘણાંએ મહાપુરૂષોના જીવન-ચરિત્રો ગુજરાતી સાહિત્યમાં પડેલાં છે. જીવનચરિત્રોનો અભ્યાસ, મનુષ્યનું જીવન ઘડવામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે એ નિર્વિવાદ છે. જીવન ચરિત્રો એક જાતના હોતા નથી. કોઇ ચરિત્રો ઘણાં સાહસિક કામોથી ભરપૂર હોય છે તો કોઈ માનસિક બળના ઉમદા દૃષ્ટાંતો આપી રહ્યાં છે. કોઇ ધાર્મિક ભાવનાથી ભરપૂર હોય છે તો કોઈ સામાજીક જીવનથી ભરપૂર હોય છે, તો કોઇ રાષ્ટ્રિય ચેતનાથી ભરપૂર હોય છે. કોઇ જીવનમાં તો ઘણી ઉત્તમોત્તમ ભાવનાઓનો સાથે સમાવેશ થયલો જોવામાં આવે છે; ત્યાં જેના સ્મરણમાં આ સાહસ આરંભાયું છે તે પુરૂષના જીવનની ટુંકી રેખા રજુ કરતાં હૈયું ડગમગે છે.

કોઇ વ્યક્તિને પોતાની ઇચ્છાને અનુરૂપ થાય એવું જીવન ચરિત્ર જોઇતું હોય તો સાહિ-ત્યના ભંડારમાંથી જરૂર તે મળશે. ત્યાં આ જીવન ચરિત્રનો ઉમેરો કંઇજ લેખાંમાં ન ગણાય અને આ રેખામાંથી કોઇને નવું શીખવાનું કદાચ ન પણ મળે એ સંભવિત છે; અને કોઈથી "આ કંઇ ઉચ્ચ જીવન ચરિત્ર નથી" "આવા તો ઘણાંએ થઇ ગયાં" એવા ઉદ્ગાર સહજ નીકળી પણ જાય, છતાં સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઇ જેમ કહે છે તેમ

"મોટા નાના વધુ મોટામાં, વળી નાના પણ મોટાં,
ગગનદીપ રવિ નભ બિન્દુ તો, ઘર દીવડા શા ખોટા."

એ ઉદ્દેશ લક્ષમાં રાખીને આ જીવનરેખા રજુ કરૂં છું.

સંવત ૧૯૨૧ના ભાદરવા વદ ૮ ને તા૦ ૧૨ સપ્ટેમ્બર ૧૮૬૫ને મંગળવારે સ્વ૦ છોટાલાલ નગીનદાસ મુખ્ત્યારનો જન્મ થયો હતો. ઘણાંના જીવનમાં જેમ બને છે તેમ એમના જીવનનો આગલો કાળ અત્યંત ગરીબાઇમાં પસાર થયો હતો. એમના પિતાશ્રી સ્વ૦ નગીનદાસ શ્રીજીવલ્લભદાસ સુરત ગોપીપુરામાં રાજુભાઇ કપુરચંદ વકીલને ત્યાં કલાર્ક તરીકે નોકરી કરતા હતાં અને ત્યાં તેમની આવક સમયના પ્રમાણમાં ઘણી ઓછી હતી.

સ્વ૦ છોટાલાલે પાંચ વર્ષની ઉમરથી અભ્યાસ શરૂ કર્યો. અત્યંત ગરીબાઇમાં ફક્ત વર્ષમાં બે ખાદીના ધોતીઆ તથા અંગરખા પહેરી તથા એક ઝુંપડા સરખા ઘરમાં રહી પોતાની બાલ્યાવસ્થા તેમજ વિદ્યાર્થીઅવસ્થા શરૂ કરી અને પુરી કરી. તનમનથી મહેનત કરતાં આ એજ બીજી ચોપડીમાં આવતા જીંદગીનો પાસો ફેંકી ફરતો માલમ પડયો. ફરી આ વીશી દરેક મનુ-

બની સુખમાં કે દુ:ખમાં પસાર થાય છે એ આપણી માન્યતા પ્રમાણે શરૂઆતની જીંદગી એમણે દુ:ખમાં પસાર કરી અને અંતે સુખી કાળ જોવા વારો આવ્યો. સ્વ૦ છોટાલાલના પિતા રા૦ રાજુભાઇ વકીલને ત્યાં મુખત્યારનો ધંધો શીખ્યા અને ઇશ્વરકૃપાથી હવે તેમણે સ્વતંત્ર ધંધાદાર તરીકે બહાર પડવા માંડયું, અને તેમાં ફતેહના ચિન્હો જણાયાં. ત્યાર પછી પોતાના પુત્ર રા૦ છોટુભાઇને લગ્નગ્રંથીથી જોડયા.

મેટ્રીકયુલેશનની કહેવાતી ખાઇ એ બે ત્રણ પ્રયત્ને પણ નજ ઓળંગી શકયા તો પણ ગણીતના વિષયોપરનો એમનો કાબુ બહુ અચંબો પમાડે એવો હતો. ગોખલેના ગણિતના દરેક દાખલા અને તેમાં ખાસ કરીને નફાતોટા ને વ્યાજના દાખલા એ મોઢે ગણતાં એટલુંજ નહિં પણ એમની જીંદગીના પાછલા ભાગમાં તો દરેક દાખલો તેના જવાબ સાથે પાનાના નંબર સાથે યાદ હતો.

મેટ્રીકયુલેશનમાં સફળતા નહિ મળવાથી એમણે એમના પિતા સાથે દિવાની કોર્ટમાં જવાનું શરૂ કર્યું અને ઘર આગળ કાયદાનો અભ્યાસ શરૂ કર્યો.

સંવત ૧૯૫૧ની સાલમાં એમના પિતાશ્રી સ્વર્ગવાસી થયા ત્યાર પછીના બે ત્રણ વર્ષો તેમને ઘણીજ મુશ્કેલીથી પસાર કરવા પડયાં અને ૧૯૫૬ની સાલમાં એમને અંતરગળનો રોગ લાગુ પડયો. ૧૯૫૯ની સાલમાં એમની ધર્મપત્નિ તથા એમના ભગિનિ દેવલોક પામ્યાં અને એથી પોતાની બે નાની છોકરીઓની જાતે સંભાળ લેવાની ફરજ પડી. ઘણીજ ધીરજથી એમણે દરેક આફતો વટાવી, ૧૯૬૯ની સાલમાં એની નાની પુત્રીના લગ્ન પછી એમનો અંતરગળનો રોગ ઘણોજ વધી ગયો અને એ ઘરની બહાર નીકળવાને તદન અશક્ત થયાં.

આ અશક્ત અવસ્થા એમને ૬ વર્ષ સુધી સહેવી પડી. અને એમણે એ ૬ વર્ષ એકજ ઓરડામાં કેવી રીતે પસાર કર્યાં એનો ખ્યાલ સહજમાં આવી શકે એમ નથી. પોતાનો જે અસલ માયાળુ સ્વભાવ હતો તેનો તેજ રહ્યો હતો. એવી કેદખાનામાં હોય એવી હાલતમાં પણ જેઓ એમની પાસે જતાં તેમને આખર સુધી યોગ્ય સલાહ આપ્યા કરી અને જ્ઞાતિના ગુંચવણીવાળા પ્રશ્નોનું એ બારિકીથી નિરાકરણ લાવતાં.

જ્ઞાતિનું કેળવણી ફંડ સંવત ૧૯૫૪ (સને૧૮૯૭)માં સ્થપાયું ત્યારથી તેઓ ખજાનચી તરીકે કામ કરતા હતા, કેટલીક વાર પોતાની નાદુરસ્ત તબીયતને લીધે પોતે કામ કરવાની ના પાડતાં, છતા પણ મેમ્બરોની તેમના પર મમતા હોવાથી તે કામ એમને કરવું પડયું. કેળવણી ફંડમાં કેટલીક વાર એવી તકરારો આવતી કે જેથી ફંડ ભાંગી પડવાની સ્થિતિમાં આવી પડતું, છતાં પણ " હું જીવું છું ત્યાં સુધી કેળવણી ફંડને ભાંગી પડવા દઇશ નહીં " એ એમની ખાસ પ્રતિજ્ઞા હતી. તેમણે અનેક તકરારોના નિરાકરણ કરી પોતાના અવસાન સુધી ઘણીજ સારી સેવા બજાવી હતી. "કોઇનું પણ ભલું થાઓ અને કોઇ બુરાઇ કરે તો તેનો બદલો ભલાઇથી આપવો " એ એનો મંત્ર હતો. એ હું જોઇ શકતો હતો. છ વર્ષ સુધી કેદખાના જેવી સ્થિતિ જતાંપણ એમના મગજ પર બીલકુલ અસર ન હોતી. એમની મગજ

શક્તિ અત્યંત તીવ્ર હતી અને યાદ શક્તિ ઘણીજ સારી હતી. નાનપણની જુનામાં જુની વાતો એમણે શબ્દે શબ્દ યાદ રાખી હતી. અને જ્યારે એનું વર્ણન કરતાં ત્યારે તો ભુતકાળની વાતો પ્રત્યક્ષરૂપે બતાવતા. સંવત ૧૯૭૫ના ફાગણ માસથી એમને સંગ્રહણીનો રોગ લાગુ પડયો અને ધીરે ધીરે ભયંકર રૂપ પકડતો ગયો. અને સંવત ૧૯૭૫ના શ્રાવણ સુદ ૧૧ ને ગુરૂવારે પવિત્ર મહિનાના પવિત્ર દિવસે રાત્રે સાડાનવ કલાકે, પોતાની પચ્છાડી એક પુત્ર તથા ત્રણ પુત્રીઓ મુકી પરલોક સીધાવ્યા, દેહ છોડી.

# આસીસ્ટંટ સેક્રેટરીની નોંધ.

લેખકઃ **નવનીતલાલ નગીનદાસ મહેતા, સુરત.**

શ્રી દશા શ્રીમાળી યુવક મંડળ તરફથી યોજવામાં આવતી સાહિત્ય પ્રવૃત્તિના આ પહેલા ફળની પ્રસાદી જ્ઞાતિજનોને અર્પણ કરતાં અમને અતિશય આનંદ થાય છે. આ પ્રવૃત્તિ કેટલાક વિચિત્ર સંજોગોમાં પગભર થઈ શકી છે તે ધ્યાનમાં લેતાં, તે વિષે કંઇક અહીંઆ લખવું એ અસ્થાને નહિં લેખાય.

તા૦ ૨૮-૧૨-૧૯ને દિને રા૦ રા૦ મોતીલાલ છોટાલાલ મુખત્યાર તરફથી એક પત્ર આ મંડળને મળ્યો, જેમાં તેમણે મંડળના હસ્ત લિખિત માસીકનો એક છાપેલો ખાસ અંક પોતાના સદ્દગત્ પિતાશ્રીના સ્મારક અંક તરીકે પ્રગટ કરવો એવી ઇચ્છા દર્શાવી હતી, અને તેનો સઘળો ખર્ચ પોતે આપવા માટે માથે લીધું હતું. આ એમની ઇચ્છાનુસાર આ નાનકડો સ્મારક અંક પ્રકટ થઇ શક્યો છે.

× × × ×

આ મંડળનો પ્રથમ રિપોર્ટ નવેમ્બર, માસના મધ્યમાં જ્ઞાતિમાં વહેંચાયો હતો. તે પછી પણ મંડળની સાધારણ મીટીંગો નિયમ પ્રમાણે મળ્યા કરતી હતી. પ્રથમ સંમેલન થયા બાદ એક વર્ષ થવા આવ્યાથી દ્વિતિય સંમેલન તા૦ ૨૮-૧૨-૧૯ને દિને રા૦ રા૦ ગોરધનદાસ નોતમરામ કાજી બી. એ. ના પ્રમુખસ્થાન નીચે થયું હતું. નિયમ પ્રમાણે રિપોર્ટ વંચાયા બાદ મુખપાઠો શરૂ થયા હતા. ત્યાર પછી વ્યાયામના કેટલાક પ્રયોગો બતાવવામાં આવ્યા હતા. ત્યાર બાદ પ્રમુખે પ્રસંગને અનુસરતું વિવેચન કરી જે યુવાનોએ મંડળના કાર્ય માટે શ્રમ લીધો હતો તેમને શાબાશી આપી હતી. યુવાનોના પૂર ઉત્સાહ અને મોટેરાઓના પૂર આનંદ વચ્ચે મેળાવડો ફતેહમંદ રીતે પૂરો થયો હતો.

× × × ×

બીજેજ દીવસે કેળવણી ફંડનો મેળાવડો થયો હતો જેનો રિપોર્ટ યોગ્ય સ્થળે પ્રકટ થશે. પરંતુ તે બાબતમાં વિશેષ લખવાનું એટલુંજ કે ભાઇ ઇશ્વરલાલ વીમાવાળાએ ત્યાં સુચના કરી કે ગ્નાતિમાં હુન્નર ઉદ્યોગ વધે તે માટે ગ્નાતિ જનોએ કરેલા ચિત્ર કામ, ભરત ગુંથણ તથા શીવણ કામનું એક પ્રદર્શન ભરાય તો સારૂં. સુચના થતાંજ મંડળ તરફથી આ. સે. મી. એન. એન. મહેતાએ જાહેર કર્યું, કે આવતે વર્ષ આ પ્રવૃત્તિ મંડળ તરફથી ઉપાડી લેવામાં આવશે. અને એવી રીતનું એક પ્રદર્શન આવતી નાતાલમાં આ મંડળના તૃતીય સંમેલન વખતે ભરવાની કોશીષ કરવામાં આવશે.

× × ×

આ પ્રદર્શન ભરવામાં મંડળને જો ગ્નાતિજનોનો સંપૂર્ણ ટેકો હશે તોજ પૂરી ફતેહ મળી શકશે એ નિર્વિવાદ છે પ્રદર્શનમાં મૂકવા માટે હાથના ચિતરેલા ચિત્રો, સ્ત્રી જનોએ કરેલા ભરત ગુંથણ વગેરે કામો, ગ્નાતિજનમાંના કોઇએ ટીકીટો છબીઓ, સિક્કાઓ વિગેરે એકઠા કર્યા હશે તો તેવા સંગ્રહો, તથા બીજી કોઇ પણ બતાવવા લાયક વસ્તુઓ મંડળ સ્વિકારશે. જો કે પ્રદર્શન ભરાતા કંઇકવાર છે, છતાં પણ તે વિષે માહિતી આપતાં અમને ઘણો આનંદ થશે. આશા છે કે ગ્નાતિજનો આ કાર્યમાં અમને સહાય કરશે.

× × × ×

વાંચક વર્ગની રજા લેતાં પહેલાં એક ફરજ અમારે બજાવવાનું ભૂલવું જોઇતું નથી. "લેખમાળા" માસિકના તંત્રી તરીકે રા. ગટુ. છ. મુખત્યારની નીમણુંક કરેલી છતાં એમની સંમતિથી આ ખાસ અંક માટે એક ખાસ તંત્રી નીમવાનું ઠરાવવામાં આવ્યું હતું. અને મંડળની તા. ૩૦–૧૨–૧૯ને દિને મળેલી મીટીંગમાં રા. ચંદ્રવદન ચી. મહેતાની નીમણુંક તે કાર્ય માટે કરવામાં આવી હતી એ કાર્ય તેમણે પૂર ઉમંગથી ઉપાડી લીધું એટલુંજ નહીં પણ કેવી ફતેહમંદીથી બજાવ્યું છે તે વાંચક વર્ગજ જાણી શકશે. પોતાના અભ્યાસના વખતનો ભોગ મંડળને ખાતર આ કાર્યમાં આપવા માટે આ મંડળ તેમનો જેટલો આભાર માને તેટલો ઓછો છે.

---

# જનરલ એડીટરની નોંધ.

---

લેખકઃ—ગટુ છ. મુખત્યાર—સુરત.

**૧ 'લેખમાળા' કે "સૌંદર્ય" ???**

આ મંડળના હસ્ત લિખિત માસિકનો આ ખાસ અંક જોઇ સર્વ વાંચકવર્ગના મનમાં પ્રશ્ન થશે, કે આ માસિકનું નામ શું ? 'લેખમાળા' કે સૌંદર્ય ? કારણ કે મંડળના

પહેલા રિપોર્ટમાં એ માસિકનું નામ " સૌંદર્ય " તરીકે જણાવવામાં આવ્યું હતું. એ શંકાનો ખુલાસો કરવાની અમારી ફરજ છે. અમને જણાવવામાં આવ્યું, કે સૌંદર્ય નામનું એક માસિક છપાયલા સ્વરૂપમાં નીકળે છે અથવા નીકળતું હતું; એ બાબત ધ્યાનમાં લેતાં અને વળી આ માસિકને છપાયેલા સ્વરૂપમાં પ્રકટ કરવાની તક આવી મળતાં, માસિકનું નામ બદલવાની જરૂર અમને જણાઇ. તે પ્રમાણે મંડળમાં એક ઠરાવ કરીને માસિકનું નામ બદલીને " લેખમાળા " રાખવામાં આવ્યું છે.

* * * *

## ૨. માસિકની આવશ્યકતા.

મંડળનું માસિક નીકળ્યા બાદ વિદ્યાર્થી મંડળને તેમાં લેખો લખતા રહેવાથી અનેક લાભો થયા છે. વિદ્યાર્થી મંડળ કોઇ પણ જાતની ટેવ વગર સાહિત્ય ક્ષેત્રમાં નીકળતા અનેક માસિકોમાં પોતાની કલમ અજમાવવાની હામ ભીડી શકે નહિ અને તેથીજ એવી સાહિત્ય-સેવાની તાલીમ લેવા માટે આ હસ્તલિખિત માસિક એક ઘણુંજ ઉત્તમ સાધન થઇ પડયું છે. વિદ્યાર્થીઓ એ માસિકમાં લેખ લખી પોતાના અક્ષર સુધારે એટલુંજ નહી પણ કુદરતી (Natural) ગુજરાતી લખતાં શિખે છે, ચિત્રો દોરતાં શિખે છે, સાહિત્યમાં રસ લેતા શિખે છે અને એવું બીજું ઘણુંયે શિખે છે. એ બાબતો તરફ ધ્યાન આપતાં આ હસ્તલિખિત માસિકની યોજના ઘણીજ આવકારદાયક લેખી શકાય.

× × × ×

## ૩ ઉજળું ભવિષ્ય.

ગયા આઠ મહિના થયા આ માસિકમાં વિદ્યાર્થી બંધુઓ પૂર ઉત્સાહથી લેખ લખતા રહ્યા છે. જે ખંતથી એમણે એ સાત મહિના સુધી આ માસિકને ચલાવવામાં મદદ આપી છે તે ખંત માટે એમને ધન્યવાદ ઘટે છે. અને ભવિષ્યમાંયે પોતાની એ મદદ વિદ્યાર્થી બંધુઓ અવિરત પણે ચાલુ રાખશે એવી આશા છે. જ્ઞાતિજનોનું એક બાબત તરફ લક્ષ દોરીને અમે રજા લઇશું. જો જ્ઞાતિજનો પોતાના મનપર લેશે અને પોતાની જ્ઞાતિના વિદ્યાર્થીઓને સાહિત્યક્ષેત્રમાં બહાર પાડવાની યોજના હાથ પર લેવા ઇચ્છશે તો વિદ્યાર્થી બંધુઓથી લખાતા હસ્તલિખિત માસિકને નિયમિત રીતે છાપેલા સ્વરૂપમાં બહાર પાડવાની યોજના પણ મંડળ હાથ ધરશે.



## બળેવ.

" લઇને હસ્તમાં રક્ષા, શુભાશિષ અંતરે ધારી,
" ગળ્યું મોઢું કરાવાને, લીધી છે થાળ મેં ભારી,
" વીરાના વંદનો વ્હાલે, વધાવીને પડાવું શું ?
" સ્હેજે એક ગીનીમાં પતાવું કે પતાવું ના ?

" અરવિંદ. "



# નોંધ

લેખકઃ—ચંદ્રવદન ચીમનલાલ મહેતા.

આજે સ્વ. છોટાલાલ નગીનદાસ મુખત્યારના સ્મારક તરીકે આ અંક જ્ઞાતિ જનોના તેમજ અન્ય સદ્ગૃહસ્થોના હાથમાં રજુ કરતાં આનંદ થાય છે. વધારે આનંદની વાત તો એ છે કે આ અંકમાં જ્ઞાતિના લેખકોના લેખ ઉપરાંત ગુર્જરીના શિષ્ટ લેખકોના લેખો પણ જણાશે. અત્યંત આનંદની વાત તો એ છે કે આ અંકમાં મહાત્મા મોહનદાસ ગાંધીજીનો પણ એક લેખ જણાશે. મહાત્માજીએ નાનકડો પણ ઘણો મનનીય અને સંદેશારૂપ જે લેખ મોકલી આપ્યો છે તેવોજ અત્રે પ્રગટ કરવામાં આવે છે. એની સાર્થકતા તો એના પર પુરતુ ધ્યાન લઇ વર્તન કરવામાં આવે ત્યારેજ ગણાય અને ખરો આભાર દર્શાવ્યો કહેવાય.

* * * *

રા. ચાંપશીભાઇએ ઠેઠ કલકત્તેથી હમારી અરજ સાંભળી તથા રા. હિંમતલાલ અંજારીઆએ પણ હમારી વિનંતિ સ્વીકારી જે લેખો મોકલી આપ્યા છે, તેનો અમે આભાર માનીએ છીએ. "મૈયાને વંદન" વાળુ કાવ્ય ખરે ભાતવાળું છે. તેમજ રા. અંજારીઆનો લેખ પણ યુવાનોને યોગ્ય શિક્ષારૂપ છે.

× × × ×

અ. સૌ. બ્હેન ઇંદુમતિનો "કુટવાની અનાવશ્યકતા" નો ઇનામી નિબંધ અત્રે પ્રગટ કરતાં આનંદ થાય છે. આપણી જ્ઞાતિના સ્ત્રિ વર્ગને એ લેખ ખરે ઉપદેશ રૂપ છે.

અને એ લેખમાં દર્શાવેલા વિચારો આપણી જ્ઞાતિની સ્ત્રિઓમાં ચર્ચાવા જોઇએ અને યોગ્ય ધ્યાન અપાવું જોઇએ. એ બ્હેનનો ઉપકાર માન્યા કરતાં એમણે લખેલા લેખમાંથી આપણી જ્ઞાતિની સ્ત્રિ સમાજ કંઇ સમજે અને એમણે બતાવેલી કુંચીઓ પ્રમાણે એ કુટવાનો રિવાજ બંધ કરવાના પ્રયત્નો આદરવામાં આવે ત્યારેજ આપણે એમનો ઉપકાર માન્યો કહેવાય.

× × × × ×

આપણી જ્ઞાતિના "એક ગ્રેજ્યુએટ"નો "પરિક્ષા"નો લેખ જરા હાસ્ય સાથે યુનીવર્સીટીની પરિક્ષામાં બેસનાર વિદ્યાર્થીની સ્થિતિનું પરિણામ સમયનું ઠીક દિગદર્શન કરાવે છે. એ ભાઇનો પણ હમે ઉપકાર માનીએ છીએ.

× × × ×

ભાઇ ઠાકોરનો લેખ સામાજીક ઉન્નતિ માટે આવકાર દાયક છે. એમનો આખો લેખ હમે પ્રગટ કરી શકયા નથી એ માટે હમો દિલગીર છીએ. હમે એ ભાઇનો એમણે મોકલેલી વાનગી માટે આભાર માનીએ છીએ.

× × × ×

જ્ઞાતિ યુવકોના થોડાક લેખો સાથે હસ્ત લિખિત લેખ માળામાં પ્રગટ થઈ ગયલાં લેખોમાંથી પણ થોડીક ચુંટણી કરી છે. એ સર્વે લેખક બંધુઓનો આ સ્થળે ઉપકાર માનીએ તો ખોટું નહિજ ગણાય.

* * * *

સ્વર્ગસ્થ છોટુભાઇ મુખત્યારના ચિરંજીવી પુત્ર ભાઇ મોતીલાલ છોટાલાલ મુખત્યારે આ યોજના ઘડી અમને જે સહાય આપી છે તે ખરે ઘણીજ પ્રશંસનીય છે. યુવકોમાં ચેતન રેડવાનો એમણે સારો રસ્તો દાખવ્યો છે. એ ભાઇનો હમે જેટલો ઉપકાર માનીએ એટલો ઓછો છે.

* * * *

આ કાર્યમાં રા. રા. મોહનલાલ મ. દેશાઇ તથા રા. રા. મદનલાલ ઇચ્છારામ દેશાઈ તથા રા. રા. હિરાલાલ મ. દેશાઇ વગેરે સજ્જનોએ જે કિંમતી સલાહ આપી છે તેમનો હું આભાર માનું છું આ કાર્યમાં જે યુવક બંધુઓએ કિંમતિ મદદ આપી આવા કાર્યમાં પડતી જવાબદારી માટે સહભાગી થયાં છે તેઓનો, કોઈનું નામ ભૂલી જવાની બીકથી નામ ન દેતાં, સઘળાંનો ઉપકાર માનું છું.

આશા છે કે આ વાત વાંચક વર્ગને પસંદ પડશેજ.



# આપણે હાલ તુર્ત શું ધ્યાનમાં રાખવાનું છે?



લેખકઃ—રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ સાંતાક્રુઝ.

( આ અંક માટે ખાસ )

આપણો સંસાર હજી નિરાશા ઉપજાવે તેવો છે. આર્થિક, વ્યાવહારિક, સાંસારિક, ધાર્મિક, ઔદ્યોગિક, રાજકીય, વૈજ્ઞાનિક, કે ગમે તે દ્રષ્ટિથી જોશું તો નિરાશા-નિરાશાજ ઉત્પન્ન કરે તેવી આપણી સ્થિતિ છે એ હકીકત દરેકે દરેક જુવાનને પ્રથમજ ધ્યાનમાં લેવા જેવી છે. મુંબઇ અમદાવાદ જેવા શહેરમાં પાંચ પંદર ક્રોડાધ્યક્ષ કે સો પચાસ લક્ષાધિપતિ માલુમ પડે કે અહિંતહિં વ્યવહારમાં અને સાંસારિક બાબતોમાં સુખી કુટુંબો દેખાય તેથી સમસ્ત ગુજરાતની સ્થિતિની અટકળ કરવી એ વ્યાજબી નહિં ગણાય. સર્વવ્યાપી અવનતિથી નિરાશા જન્મ પામે એ ખરૂં પણ તે નિરાશા ટકવી નજ જોઇએ એ બીજી વાત લક્ષમાં રાખવાની છે. તે સ્થિતિના ઉપાય રાજ્ય અથવા તો જ્ઞાતિઓ કે મોટા સમુદાયો એકત્ર મળીને કરે ત્યારે થાય એમ માની આપણે બેસી રહેવાનું નથી. દરેક વ્યક્તિએ પોતપોતાનો હિસ્સો આપવાનો છે, તે હિસ્સો સમષ્ટિને લાભકારકજ હોય એટલુંજ જોવાનું છે. વ્યક્તિ વ્યક્તિ જે જે પ્રયત્નો કરે તેનો સમુદિત લાભ સમષ્ટિને અવશ્ય મળશેજ એ સિદ્ધાંતપર શ્રદ્ધા રાખી દરેક જુવાને

પોતાનું કર્તવ્ય અખૂટ શ્રદ્ધા અને અડગ ધૈર્યથી કર્યા કરવાનું છે તેમ કરવામાં ખાસ કરીને બે ઉદ્દેશ ધ્યાનમાં રખાશે તો દરેક જુવાનને તો લાભ થશેજ, પણ સમસ્ત દેશને પણ અવશ્ય લાભ થશેજ. તે બે ઉદ્દેશમાંનો પહેલો તો એ છે કે દેશમાં અજ્ઞાનનું સામ્રાજ્ય પ્રવર્તે છે તે કોઇ પણ રીતે દૂર કરવું જોઇએ. એ અજ્ઞાન અક્ષરોની માહિતી સંબંધેનુંજ છે એટલુંજ નહીં, પણ આપણા દેશની ખરી દશા શી છે તે સંબંધેનું પણ છે. આપણા ધાર્મિક સંપ્રદાયો ભક્તો, ભજનો, માણભટો, કથા વાંચનારા બ્રાહ્મણો અને એવાં બીજા અનેક સાધનોની અસર આપણા ગ્રામવાસીઓપર હોવાને લીધે પશ્ચિમ તરફના દેશોમાં જે જાતનું અજ્ઞાન ગામવાસીઓમાં માલુમ પડે છે તે જાતનું અજ્ઞાન આપણાં ગામડાંમાં માલુમ પડતું નથી-પણ દેશ સમસ્તની સ્થિતિ, તેની પેદાશ, તે કયાં જાય છે, કેમ ઓછી થતી જાય છે, સુધારવા વધારવા કઇ પ્રતિનાં સાધનો જરૂરનાં છે, આખાં જગત સાથે આપણો દેશ કેવા અતલગ સંબંધથી જોડાયો છે, અને રશીઆ અને બ્રાઝિલ જેવા દુર દેશોમાં થતી ધડમથલની આપણને કેવી અસર થાય છે તથા ફિજી અને કાનડા (અમેરિકા) માં હિન્દીઓનો સત્કાર કેવો થાય છે વગેરે વગેરે બાબતો વિષે તો આપણાં ગામડાંમાં કેવળ અજ્ઞાનજ છે. અરે આપણાં શહેરોમાં પણ સ્ત્રીઓ તો સઘળીજ અને પુરૂષોમાંથી પણ પચાસ ટકા જેટલા ભાગેજ પૂરતું જ્ઞાન ધરાવતા હશે. આવી સ્થિતિનું પરિણામ હાલ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ-અને જો તે સ્થિતિ ચાલુ રહે તો ભવિષ્ય કેવું થશે તેની અટકળ કરતાં હૃદયમાં કમ્પારી છુટે છે. તેનો આપણા હાથમાંના ઘણા ઉપાયોમાં એક મોટામાં મોટો ઉપાય એ છે કે દેશમાંનું તે અજ્ઞાન દૂર કરવામાં આપણાથી બને તે પ્રયત્ન કરવા. જેવી રીતે ગામડે ગામડે બ્રાહ્મણ તો હોવોજ જોઇએ એવું ધોરણ આપણા બ્રાહ્મણ ધર્મ ગુરૂઓએ આવશ્યક ઠરાવી દીધું છે તેવુંજ કાંઈ ધોરણ આપણે જાતે ઘડી દરેક ગામમાં એકેક ગ્રાજ્યુએટ કે હાલની હકીકતથી વાકેફ હોય તેવા એક જણે બની શકે તો નિવાસજ કરવો જોઇએ. કાયમના નિવાસનું ન બને તો વર્ષમાં બે ત્રણ વખત જઈ આવી ગામડામાં લોકોને ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય તેવી મહેનત કરવી જોઇએ. જેવી રીતે ગામડાંમાં તેવી પ્રવૃત્તિની જરૂર છે તેવીજ રીતે શહેરોમાં પણ અનક્ષર, લોકો માટે અને સ્ત્રીઓ માટે તેવી પ્રવૃત્તિ જરૂરની છે. આપણા જુવાન વર્ગે, ત્યારે કરવા જેવી બાબતોમાં પહેલી તો એજ ધ્યાનમાં રાખવાની છે કે દેશની આધુનિક દશાનું લોકોમાં વ્યાપી રહેલું અજ્ઞાન દૂર કરવા બનતા પ્રયત્નો કરવા કમ્મર કસવી જોઇએ.

જેમ અજ્ઞાન દૂર કરવાનું છે તેમજ દેશની નિર્ધનતાના ઉપાય લેવા એ બીજી બાબત ધ્યાનમાં લેવા જેવી છે. દેશમાંથી જરા સરખું પણ ધન બહાર ન જાય એ કેટલું જરૂરનું છે એ હવે બતાવવું પડે એવું રહ્યું નથી. ધન એટલે નાણું નહિ, તેમ સોનું પણ નહિ, એ ખ્યાલ પણ હળવે હળવે આવતો જાય છે, ખરૂં ધન તે મનુષ્યને જીવન માટે જરૂરની વસ્તુઓથીજ અંકાય છે અને તેવી વસ્તુઓમાં પ્રથમ સ્થાન ધાન્ય લે છે. એક મણ ઘઉંના દોઢ અને બે રૂપીયાને બદલે હવે ચારને પાંચ ઉપજતા હોય તેથી ખેડુતોએ ખુશી થવાનું નથી, કે ઘીના પંદર વીશને બદલે પચાશ સાઠ મળે તેથી દેશનું ધન વધ્યું. એમ માનવામાં આપણે ખરા હોઇએ એમ પણ કહી શકાતું નથી, તે તે ચીજોના ભાવ વધવાનું કારણ એકજ છે કે આપણે આપણી બીજી જરૂરીયાતો, વેચાતી લેવા પહેલાં જેટલું અનાજ આપવું પડતું તેના કરતાં હવે

વધારે આપવું પડે છે. આપણા એક મણ ઘઉંમાં પરદેશથી જેટલું કાપડ આવતું, જેટલી દવા આવતી, જેટલા સંચા આવતા, તે હવે આપણને કોઇ આપતું નથી, આપણા ઘઉં તેના તે રહ્યા પણ આપણને બદલામાં મળતી ચીજો તો અરધી કે ત્રણ અષ્ટમાંશ જેટલી થઇ ગઇ! મારી પાસેના ખેતરમાં સો ખાંડી ઘઉં પાકે છે, તે ખેતરની ઉપજ હું વધારી શક્યો નહિં, ઘઉં તો તેટલા ને તેટલાજ ઉપજે છે, પણ તેટલા ઘઉંનાં કપડાં હવે અરધાં આવે, ઘાસતેલ પણ અરધું આવે, કાચની વસ્તુઓ અરધી આવે; વેચીને નાણાં કરૂં તો સામટા રૂપીઆ ગણવામાં વધારે આવે, પણ તે લઈ બજારમાં ખરીદી કરવા જાઉં તો ખબર પડે છે કે તેમાં લાભ તો કાંઇજ નથી, હું તો હતો ત્યાંનો ત્યાં છું! આમ થવાનું કારણ શું ? જુવાનીયાઓએ આ પ્રશ્નનો જવાબ આપવાનો છે. પોતાને માટે પોતે વિચારવાનો છે અને પછી દેશનાં ખરાં ધન-ધાન્ય અને બીજી ખાદ્ય વસ્તુઓ અને જીંદગી નિભાવવા માટે આવશ્યક ગણાય તેવી ચીજોની આપણી સંપત્તિ વિષે નિર્ણય પર આવવાનું છે.

દેશમાં લાખો માનસોને એક વખતજ ખાઇને નિભાવી લેવું પડે, હજારો માણસને જીવનની જરૂરીઆતો માટે હમેશાં ચિંતામાં રહેવું પડે, સેંકડો માણસોને નાંણાની આપ લેની ધડમથલને લીધે વિનિદ્ર રાત્રીઓ ગાળવી પડે તો પછી દેશની નિર્ધનતા વધી કે ઘટી એ વિચાર કરવાનોજ ક્યાં રહે ?

બીજી બાબત ત્યારે દેશની ખરી નિર્ધનતા કે સધનતા વિષે વિચાર કરી યોગ્ય લાગે તેવા નિર્ણયપર આવવાનું છે.

આ બે બાબતો જો આપણા જુવાનીયાઓ હાલ તુર્ત ધ્યાનમાં રાખશે તો પોતે પોતાને લાભ કરશે અને સાથે સાથેજ દેશ પર પણ મોટો ઉપકાર થશે.



## લગ્ન અને કવિઓ.

(આ અંક માટે ખાસ)

(એક વ્યાખ્યાનનો સાર)

લેખકઃ—રા. રા. મંજુલાલ જમનારામ દવે—સુરત.

લગ્ન અને કવિઓ એ મથાળા નીચે આ વ્યાખ્યાન આપવાનો હેતુ એ છે કે લગ્નને કવિઓ જેટલી ને જેવી દ્રષ્ટિથી પિછાને છે તેવી ને તેટલી ઉદાર દ્રષ્ટિ વડે અન્ય કોઇજ બલ્કે પરણનાર જોડું પણ પિછાની શકતું નથી. કવિઓની આ દ્રષ્ટિ ક્યાંથી પ્રાપ્ત થઇ છે એનું સંશોધન કરવું મુશ્કેલ છે. કારણ કવિઓ પણ અમુક પાત્રોનાજ દામ્પત્ય ભાવનું દર્શન કરે છે-કરાવે છે. અને સીતા અને રામ જેવાં રાધા કૃષ્ણ જેવાં ચિત્રો આંકે છે. પરંતુ કાંઇક અંશે એમ કહી શકાય કે કવિઓએ મૂળ આ ભાવ પુરૂષ ને પ્રકૃતિ નામક બે વ્યક્તિઓના પ્રભાવપ્રતાપમાંથી વણ્યો હોવો જોઇએ. બ્રહ્મ ને માયા સમાં એ પાત્રો કવિએ કલ્પ્યાં હશે અથવા સંસારના તેમના દિગ્દર્શનમાંથી તે ઉભય પાત્ર તેમને જડી આવ્યાં હશે. આમ થતાં

તેમણે લગ્નને આ રીતે પ્રકટ કીધું છે " લગ્ન તેની સંસ્થામાં દિવ્ય છે, તેના ઐક્યમાં પવિત્ર છે. તેની ભેદમયતામાં પૂણ્યવંતુ છે, તેના અર્થમાં તે પુનિત છે, તેના નામમાં તે માનવંતુ છે, તેની યોજનામાં તે ધાર્મિક છે, માનવસમાજને તે અત્યંત લાભકર્ત્તા છે, અને પરમાત્માની મહાન્ દ્રષ્ટિમાં તે અત્યંત ઉપયોગી અને પ્રેરણા પામેલ તત્વ છે."

પુરૂષ ને સ્ત્રી, પરિપકવ પુરૂષ ને પરિપકવ સ્ત્રી વચ્ચેનો અવિભક્ત સંબંધ તે લગ્ન છે. પુરૂષનું આથી પુરૂષત્વ અને સ્ત્રીનું આથી સ્ત્રીત્વ સંપૂર્ણ ખીલવણી પામે એવું કરવું એ સર્વ શાસ્ત્ર સંસાર શાસ્ત્ર, લગ્ન શાસ્ત્ર પ્રબોધી રહેલ છે. અને મનુ મહારાજ તો એટલે સુધી પણ કહે છે કે જો કન્યા સુલક્ષણા હોય, પરંતુ તેને લક્ષણયુક્ત પતિ મળી ન આવે તો તેણે નિરંતર કૌમાર-અવસ્થા ધારણ કરવી. અને પુત્રને માટે પણ કહ્યું છે કે " કુમારા રહી ભીષ્મ જેવા ધુમજો, પણ આત્મા ન આલ્હાદે એવાં લગ્નવ્રત મા આચરશો." આ ભાવનામાં મનુ મહારાજે સ્ત્રી પુરૂષની પરિપકવતા-ચારે પાસની પરિપકવતાને લગ્ન સંબંધ જોડવામાં ઉપયોગી ગણેલી છે. શરીરનું આરોગ્ય, મનનું બુદ્ધિબલ, હૃદયનું પ્રેમઔદાર્ય અને આત્માનું આસ્થાભર્યું દર્શન જેટલે અંશે બંન્નેમાં પ્રકાશન પામે તેટલે અંશે બન્ને લગ્ન યોગ્ય ગણી શકાય, નહિ તો નહિ. આ લગ્નભાવનું પ્રથમ કિરણ કોઈ કવિની દ્રષ્ટિમાં માત્ર દ્રષ્ટિયોગથી યોજાયલું છે, તો કોઇ કવિ તેને બન્નેના માનસિક વા આધ્યાત્મિક આંદોલનને અનુસરતું ગણે છે. અને આથીજ શેકસપીઅર નામનો ઇંગ્લાંડનો મહાન્ નાટ્યકાર—દુનિયાનો મહાન્ કવિ કહે છે તેમ ઉંડા રસઐક્ય અને ઉરઐક્ય વા આત્મઐક્યથી જોડાયેલાં દમ્પતીના લગ્નમાં મને કદાચ કોઈ પ્રકારના વિઘ્નનો વિચાર ન આવવા દો. આથી તે લખે છે કે બદલાતા જતા સંજોગોના પરિબળ વડે પ્રેમની અદ્‌ભુત ચીનગારી જરિય હોલાતી નથી. અથવા કદાચ એક પાત્રે પોતાના પ્રેમનું પાસું બદલ્યું તો તેથી અન્ય પાત્ર જરિય ખિન્ન થયા વિના નિજ હૃદયની ઉચ્ચ પ્રેમભાવના તજતું નથી. ડેન્ટિ નામના કવિની દૃષ્ટિ જ્યારે બીએટ્રીસ પર પ્રથમ પડી અને એ ઉભય ચિતમાં જ્યારે આત્માના તાર ઝણઝણી ઉઠયા ત્યારે દેવલોકમાંય જાણ થઈ હતી કે પૃથ્વીને કિનારે બે વિભિન્ન આત્માઓએ નિજ અપૂર્વ એકતા સ્થાપી છે. પરંતુ કેટલોક કાળ વીત્યે બીએટ્રીસના પિતાએ તેને બીજે સ્થળે પરણાવી. બીએટ્રીસ જતાં ડેન્ટિ કવિનો પ્રભાવ નષ્ટ ન થતાં ઉલટો વધારે દિવ્યતાને પામ્યો, અને દિવ્ય રસભર કાવ્યોને વર્ણવવા લાગ્યો. આજ રીતે કલાપી જેમ કહે છે તેમ સ્ત્રીની લગ્નભાવના પણ અવિચળ રહે છે.

છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન ! સૌભાગ્યથી કે :
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન ! શૃંગારથી કે !

કારણ આ લગ્નભાવના માત્ર દેખીતા સ્થૂળ પદાર્થો પરજ, વસ્ત્રાલંકાર વા એવાંજ કોઇ સ્વાર્થ સાધવાનાં સાધનો પરજ અવલંબતી નથી, પરંતુ તે કોઇ વિશાળ અને અગમ્ય લક્ષ્ય પ્રતિ નિહાળે છે; અને તેથીજ કવિ ન્હાનાલાલ કહે છે તેમ વરની ઇચ્છા કરતાં એક કુમારિકા ઇચ્છે છે કે:—

આત્મા ઓળખે તે વર:
ન ઓળખે તે પર:
લોક વેણુ તો એવાં છે, ભાભી !
ને બ્રહ્માના લેખ કંઇ ભુંસ્યા ભૂંસાશે ?

ધન, રૂપ, ગુણ, શરીરસંપત્તિ આ સર્વ ગુણો કદાચ વરમાં હોય પરંતુ આત્માજ ન હોય, સ્નેહભાવજ ન હોય, તો લગ્ન સંભવેજ કેવી રીતે? આથી તે કુમારિકા

સૂવર્ણ પર સર્પેય સૂસે;
રૂપ તો તું જાણતી હોઇશ તે;
ને વિદ્યા વંઠે પણ ખરી;

આવી સ્થિતિમાં તેને સાચો, તેને મનગમતો પતિ કેવો જોઇએ એવો પ્રશ્ન પૂછાતાં તે કહે છે.

નહિ અધુરો, નહિ સમોવડો,
પણ પ્રાણેશ્વર, જીવન નિયંતા,
જેના આદેશ ગમ પ્રણિપતો કરૂં,
જેના કર કૌશલ્યમાં મ્હારી જીવન નૌકા ધીરૂં,
મ્હારો આશાકેન્દ્ર હૃદયનાથ,
મ્હારો પૃથ્વી ઉપરનો પ્રભુ,
અહોરાત્ર નમન નમવા,
પ્રેમથાળ ભરી ભરી પૂજવા,
મ્હારે ગૃહદેવ જોઇએ છીએ.
લાવ, બતાવ એવો સ્નેહસુંદર રાજન !

અને આજ રીતે પત્નીને માટે પણ એવીજ ઉચ્ચ ભાવના લગ્નઉદ્ગાર કવિ કહે છે:-

પ્રિયની પરમ પાંખ્ય થજે,
ને પૃથ્વીને નભો મંડળ ઓળંગવી
પ્રિયને ઉતારજે પ્રભુના પદમાં.
કંથની વિધાત્રી થઇ વિચરજે.

અને આજ ભાવ વડે એજ કવિએ કસ્તુરબાઇને મઝેથી મઢયાં છે:—ગાંધીજીને પડખે છે કોણ ? એ પ્રશ્નથી શરૂ થતી ભાવના ઉંડી લગ્ન ગ્રંથિ સૂચવે છે:

પ્રાણનાથની પ્રતિકૃતિ,
પ્રિયતમની પરમ શોભા,
જીવનના જીવિતેશ્વરો

ઓળો આભા તેજમંડળ
તપોવનની એ તો તપસ્વિની,
નિર્ભય, નિડર, નિઃસંશય.
સુખ દુઃખની તડકી છાંયડીમાં,
જીવનવિવિધતાના વનઉપવનમાં
દેશપરદેશના રણુપગથારમાં,
પ્રાણુની કાયા સમોવડી
દેહની છાયા સમોવડી.
સદા સંગાથે પરવરતી
એ કુલકલ્યાણિની.

'માલા ને મુદ્રિકા' નામના કલાપીનાં એક પુસ્તકમાં કાન્તાને કેશવ અને કાન્તાને કાન્તનો મનોરમ સંવાદ પણ લગ્નભાવનું ખોટું અને સાચું એમ અનુક્રમે દર્શન કરાવે છે.

મિલ્ટન કવિએ 'આદમ અને હવા'નાં ચિત્રો એના 'સ્વર્ગમાંથી પતન' નામના મહા કાવ્યમાં યોજયાં છે, અને તેમાં જે જાતની ગંભીર લગ્નભાવના ઉતારી છે તે ખરેખર અનુકરણીય છે, બલ્કે આપણી પુર્વની ભાવના હોય તેવીજ છે; તેમાં આજ ભાવ સર્વોપરિ છે.

"વ્હાલાની ઇચ્છા એજ મ્હારી ઇચ્છા થાવ;
તેનો આનંદ એજ મ્હારો આનંદ,
તેનું સુખ એજ મ્હારૂં સુખ,
તેની ઉન્નતિ એજ મ્હારી ઉન્નતિ,
આખરે તે તે હુંઃ એમ તત્વમસિ."

સૌ. કનુબ્હેન દવે

આમ થતાં લગ્ન એટલે કવિ કહે છે તેમ 'પતિએ પત્નીવ્રત લેવું, અને પત્નીએ પતિવ્રત લેવું અન્યોન્યની એવી પૂણ્ય પ્રતિજ્ઞા તે લગ્ન'. સૂર્ય ને ચંદ્રસમાં અન્યોન્યને વિકસાવે ને વિલસાવે એ લગ્નની મહાદીક્ષા. સંસાર અને રાજ્યના મહાનિયમનથી ય આ ભાવો—આ લગ્ન ભાવો જુના છે જગતમાં. આવો લગ્નભાવ કાળબળથી અજીત છે, મૃત્યુથી પર-અપર છે, વિષવતા સંસારના વાયુથી તે છેકજ અસ્પર્શ્ય છે. સૌન્દર્ય અને અન્ય કાંઇ પ્રેમની વા લગ્નની આવશ્યક વસ્તુઓનો ધ્વંસ થાય, છતાંય પ્રેમભાવના તો ચેતનની અવિનાશી ચીનગારી જેવી અને પ્રકાશના પરમ તણખા જેવી સદૈવ વિરાજીજ રહે છે, કારણ પ્રેમ એ પ્રભુ પોતેજ છે, અને પ્રભુ જેટલો અવિનાશી અમૃત છે, તેટલોજ એ પરબ્રહ્મ સમો પ્રેમ પણ છે. આ રીતે જોતાં કવિની દ્રષ્ટિમાં 'પ્રેમ એ પ્રાણુની પરમચેતના" ગણાઇ છે અને એ પરમચેતના જેટલી સંસ્કાર પામેલી અને સંમિદ્ધ થયેલી તેટલીજ તે લગ્નભાવને સવિશેષ પોષનારી થઇ પડે છે. આથીજ લક્ષ્મણ અને તેની ઉર્મિલાના સ્નેહની વાત સીતા વનવાસ નામના એક નાટકમાં વર્ણવતાં કવિ લલિત લખે છે કેઃ—

સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી,
પરસ્પર પ્રેમના આચારની તો રીત જૂદી.
સોઽહમ્ સોઽહમ્ સતી રહે,
સાહં સાહં કંથ,
સેવે એક બીજાં સદા
એ સહચાર અનંત.

વિરહ સહવાસની જાદુઇ બલિહારીજ જૂદી,
અજબ આકર્ષણે ખેંચાઇ સાંકળ એજ જૂદી.
અબોલ આંખે સમજતાં, વ્હાલપની કાંઇ રીત,
અમીમય હૈયાં ઉમળકે, થાય પરસ્પર લીન,

પ્રેમની અને લગ્ન ભાવની આવી ઉચ્ચતમ ઝાંખી કર્યા પછી કવિઓએ લગ્ન કર્તવ્ય પણ લખવામાં કચાશ નથી રાખી. એક કવિ પતિપત્નીના પરસ્પર પ્રેમદાન થયા પછી, આત્મ વેણુ અન્યોન્યને આપે છે અને આ પ્રમાણે ગાય છેઃ—

વેણુ લઇયે ને દઇયે,
હૈયાની, સૈયા!
વેણુ લઇયે ને દઇયે.
તું જગમોહન,
હું રસશોભન,
દિલને વસ્યાં દરિયે
હૈયાની સૈયા?
વેણુ લઇએ ન દઇએ,
તું નટનાગર,
હું રૂપસાગર,
ભરતી બધે ભરીયે,
હૈયાની સૈયા!
વેણુ લઇયે ને દઇયે.

અને આ પ્રમાણે બંસી અદલાબદલી કરતાં નિજ આત્માના શ્વેત ઉઘાડ ઉઘાડે છે. તો બીજે સ્થળે બીજુંજ કર્તવ્ય યોજાયું છે.

સ્હામે તીરે છે ત્હારી રામવાડી,
તો આ તીરે માંડીશ હું સીતાવાડી,
ત્યાં છે વીરરસનાં મહાકાવ્ય,
અહીં જન્મશે શૃંગારના કાવ્યશણગાર,
ત્યાં છે બ્રહ્મોપનિષદ્
અહીં અવતરશે બ્રહ્મકવિતા:

તો ત્રીજે સ્થળે જગતના પ્રગતિતંત્રમાં નરનારીને ધીરે ધીરે પરંતુ સત્વર વધવા કવિ ઉપદેશે છેઃ—

ધીરે ધીરે ધીરે ધીરે ધીરે ધીરે ધીરે ધીરે ધીરે.
ધીરે જીવનસિતાર ઝણઝણાવો ધીરે ધીરે,
ધીરી ત્વરાએ વ્હાલાં ! રસ જમાવો ધીરે ધીરે, ધીરે૦
સ્નેહના તરંગ શ્વાસો શ્વાસ ઝીલો ધીરે, ધીરે,

ધીરી ત્વરાએ જગતને જગાવો ધીરે ધીરે,
અમીના તરંગ આંખેઆંખ ઝીલો ધીરે,
ધીરી ત્વરાએ જગતને ઝૂલાવો ધીરે ધીરે,
અભયના તરંગ રોમેરોમ ઝીલો ધીરે ધીરે,

ધીરી ત્વરાએ જગને રસ ઝીલાવો ધીરે ધીરે,
તેજના તરંગ આત્મપાંખ ઝીલો ધીરે ધીરે.
ધીરી ત્વરાએ જગતને ઉડાવો ધીરે ધીરે,

ધીરે વ્હાલાં ! ધીરે ધીરે, ગાઓ ઘુમો ધીરે ધીરે,
ધીરી ત્વરાએ જગન્નાથ જય ગજાવો ધીરે૦

લલિત.

આ સૌ સુન્દર ચિત્રોની સાથે હવે એક કરુણ ચિત્ર ઉતાર્યા વિના નથી રહેવાતું. કારણ લગ્નભાવ જેવો મઝેથી ઉપલા સર્વ કવિઓએ આંક્યો છે, તેવો મઝાનો પરંતુ કટુ અને કરુણ આ નીચલા પ્રસંગમાં યોજાયો છે. 'સ્નેહ નિદાન' નામનું સ્વ. ગોવર્ધનરામભાઇનું કાવ્ય આપણી હાલની હિન્દુ-સંસારની સચોટ ઝાંખી કરાવે છે, અને 'સાચું લગ્ન' અને 'કૃત્રિમ લગ્ન' તેનું બારિક અવલોકન કરાવે છેઃ જોઇએ તે કાવ્ય અને સમજીએ તેના ભાવોઃ—

કાવ્યના ભાવશઃ વિવરણ સાથે વ્યાખ્યાન સમાપ્ત થયું હતું.

તા. ૩૦-૧૧-૧૯ }
સુરત, શ્રી મંડળ સમક્ષ. }

મંજુલાલ જમનારામ દવે.



# કૂટવાની અનાવશ્યક્તા

લેખક:—બ્હેન ઇન્દુમતિ ઠાકોર સુરત.

(આ અંક માટે ખાસ)

રડવા કૂટવાનો રિવાજ મરણ પ્રસંગે જોવામાં આવે છે. રડવું અને કૂટવું એ બન્ને જૂદી જૂદી બાબતો છે. સગા સંબંધીમાં મરણ થાય ત્યારે સ્વાભાવિક રીતે રડવું આવે પણ કૂટવાનો રિવાજ પાછળથી અજ્ઞાનતાને લીધે દાખલ થયો છે અને હાલમાં આપણા હિન્દુ બૈરાઓમાં તે ઘણો વધી પડયો છે. કોઇપણ બ્હેને જ્યાં એમ સાંભળ્યું કે ન્યાતમાં અગર ઓળખીતામાં ફલાણું મરી ગયું કે તુર્ત પોતાના ઘરનું કામકાજ એમને એમ મૂકી ત્યાં દોડી જાય છે, પછી તે પોતાની પડોશમાં હોય, વા દૂર હોય. પડોશમાં કે સ્હેજ માયાપીછાનવાળાને ત્યાં મરણ થાય તો પણ પોતાની સાથે બે ચાર સ્ત્રીઓને લઇને કૂટી આવવું પડે, નહિ તો વિવેકમાં ખામી આવી ગણાય અથવા કૂટવા ન ગયા હોય, ત્યાં સુધી મરનારના સગાને મ્હોં બતાવતાં શરમ આવે. વળી જ્યાં સુધી કૂટી આવ્યા ન હોય, ત્યાં સુધી મરનારના સગાને એમને એમ મળવા અગર દિલાસો આપવા ન જવાય, પ્રથમ કૂટી આવવું તો પડેજ.

કૂટવાની ખાતર કેટલીક બ્હેનો દૂર પરદેશથી ભાડા ખર્ચીને આવે છે તે વખતે ભાડાના પૈસા તથા શ્રમ તરફ તેમનું ધ્યાન રહેતું નથી. ઘરમાં ગમે તેટલી આપદા હોય, પોતાના પતિ તથા છોકરાંને કોઇ રાંધી ખવડાવનાર ન હોય, તેની ફીકર તેઓ રાખતાં નથી. "ગમે તો હું રાતનું ખાવાનું અત્યારે કરી મૂકીશ અને સવારે આ પાડોશીની ફલાણી છોકરી છે તે તમને બધાને ખીચડી મૂકી આપશે, તમે તે ઉતારી લેજો અને બે દિવસ ગમે તેમ ગબડાવજો, પણ મ્હારે તો ગયા વગર નહિ ચાલે. મ્હારે અને મરનારની માને અને બ્હેનને આમ આમ સંબંધ હતો અને ફલાણી બ્હેને તો એને કેળવણી કરેલી (ઉછેરેલી) એટલે મ્હારાથી ગયા વગર કેમ રહેવાય?" વિગેરે શબ્દો તેઓ બોલે છે. એમની કેળવણીનો બદલો તો કૂટવામાંજ આવતો જણાય છે. આ કૂટવાને બદલે જો કોઇએ પોતાના સગાના લગ્નમાં આવવાનો આગ્રહ કર્યો હોય, તો તે પ્રસંગે તેઓ કંઇ કંઇ બ્હાના કાઢે છે "મ્હને ફલાણાનો શોક છે, ઘરમાં કોઇ નથી." વિગેરે તેઓ કહે છે અને દૂરગામ હોય, તો તો રેલ્વેનું ભાડુજ તે વખતે હૈયે વાગે છે. કારણ કે તેમાં કૂટવા જેટલો આનંદ મળતો નથી, તેથી તે ભાડુ ખર્ચ્યાનો બદલો બરોબર વળ્યો ગણાતો નથી.

રડી કૂટીને તેમનું મહાભારત કાર્ય પૂર્ણ કર્યા પછી તેઓ પોતાના સગા વ્હાલાને ત્યાં મળવા (ભટકવા) જાય છે. કોઇ બ્હેન તો કૂટવા આવે છે, તેની જોડે જોડે પોતાના છોકરા અથવા છોકરીના વિવાહનું પણ ગામમાં નક્કી કરતાં જાય છે. શું એમનો અંતરનો શોક!

અને શું એમની દિલાસો દેવા આવવાની રીતભાત! એક તરફ દિલગીરીના ખોટા આંસુ તેઓ પાડે છે અને બીજી તરફ ખુશાલીની અનેક અનેક વાતો તેઓ કરે છે. ધીઃકાર છે એવા આવનારને અને તેમને ઉત્તેજન આપનારને!

વળી જે બ્હેનો પુરૂષોની લાજ કાઢે છે અને તેઓ બેઠા હોય ત્યાં આગળથી જવું હોય તો સવા હાથ લાંબો ઘુમટો ખેંચ્યા પછીજ જાય છે, તેજ બ્હેનો ઓટલા પર પુરૂષો બેઠા હોય, તેમના દેખતા છેડો નીચો રાખી, મોટે ઘાંટે છાજીઆ લઇને ધબાધબ છાતી, અફાળે છે. આ વખતે તેમની લજ્જા કયાં જાય છે? જો બીજા બે ચાર બૈરાંઓ એ દરમ્યાન તેમને ખબર થવાથી ત્યાં આવી પ્હોંચે તો ઉભેલાં બૈરાંઓને શૂર ચઢે છે અને તેઓ વધુ જોરથી કૂટવાનું અને ઘાંટા પાડવાનું શરૂ કરે છે.

કૂટવા આવનારી બધી બ્હેનો કંઇ સગી હોતી નથી, તેમ બધીને કંઇ રડવું આવતું નથી. કેટલીક પોતાનું દુખ સંભારી રડે છે અને કેટલીક તો ખાલી રમુજ જોવા (કેમ કૂટે છે છેડા વાળવામાં શું શું શબ્દો બોલે છે તે સાંભળવા)જ આવે છે. કૂટવાનું કાર્ય પતી ગયા પછી બધી બ્હેનો ભેગી થઇને ઠેઠ ફળીએ એક ઓટલાપર તેમની કચેરી ભરે છે. ત્યાં ચોપડાં ખુલે છે, ચર્ચા થાય છે અને નિંદાના ન્યાય ચુકાવાય છે.

શું બ્હેનોની લાગણી! કૂટયા પછી સર્વ વિસર્જન! તેજ વખતે રડવું આવે અને પછી તો ડાહી ડાહી વાતો (કુથલી) થાય!

પ્રથમની બ્હેનો ફક્ત શાન્તપણે બેસીને રડતીજ હતી, પણ ઉપર પ્રમાણે છાતી માથા કૂટતાં તેમાં વધારો થયો, કૂટવાની શરૂઆત થઈ અને ખરી અંતઃકરણની લાગણી આ દ્વારા બ્હાર પડી, જેને આપણી અજ્ઞાન અને કામ વગરની બ્હેનોએ હોંશથી વધાવી લીધી અને હાલમાં તો કૂટવાની એક રૂઢિજ થઇ રહી છે. હવે તો બીજી બ્હેનો આવે, અને ઘરના સગા વ્હાલાને "બેસી જાવ" કે "ઉભા થાવ." કહે ત્યારે બેસવાનું અને ઉભા થવાનું અને જ્યાં સુધી "મેલો" કે 'મૂકો" કહે નહિ, ત્યાં સુધી છેડો વાળીને રાગ લંબાવ્યા કરવો પડે, નહિ તો લાગણી જણાય નહિ!

કેટલાક એમ માને છે કે કૂટવાનું કાર્ય દરેક બ્હેનને સંપૂર્ણ આવડવુંજ જોઇએ. બરોબર ઉભા રહેવું, અમુક વખતે હાથ ઉંચા કરવા, નીચા કરવા, એ બાબતની તાલીમ દરેક બ્હેને લેવીજ જોઇએ. આમ ન થાય તો બધા વાતો કરે છે.

બાર મહિના સુધી રડવા કૂટવાનું રાખવું એ તો ઢોંગજ છે. આપણું સગું મરી જાય છે ત્યારે આપણને લાગણી થયા વગર રહેતી નથી એ વાત ખરી છે, પણ વખત જતાં તે વિસારી પડે છે. કહેવત છે કે "દુઃખનું ઓસડ દહાડા." જો લાંબો વખત શોક જારી રહેતો હોય, તો જગતમાં કોઇથી પણ જીવાય નહિ. બાર મહિના સુધી રડવું આવતુંજ નથી. એ તો લોકને દેખાડવા સારૂંજ રાખવામાં આવે છે. જુવાન પુરૂષ મરી જાય છે. ત્યારે ભાટણોને કે ગોલણોને પૈસા આપી રાજીઆ ગાવા સારૂં બોલાવે છે. કારણ કે ભાટણો કૂટવામાં બહુ હોંશી-

આર ગણાય છે. જેમ અંગ્રેજ સરકારના રાજ્યમાં લશ્કરી અમલદારો નાયક, જમાદાર, લેફટેનન્ટ વિગેરેના ઓદ્ધાઓ ધારણ કરી તેમના હાથ નીચે અમુક સંખ્યાની ટુકડી સોંપવામાં આવે છે, અને તે ટુકડીના માણસો પોતાના અધિકારીના હુકમ માન્ય કરે છે, તેમ કેટલીક જ્ઞાતિમાં એવી કૂટનારીઓ તેઓના જેવા ઓદ્ધા ધરાવતી માલમ પડે છે. આવે પ્રસંગે જ્યારે આવી સ્ત્રીઓ કૂટવામાં આગળ પડતો ભાગ લે છે ત્યારે તે પ્રસંગે બીજી તેમના હાથ નીચેની સ્ત્રીઓ તેમના શબ્દનો પ્રતિઉત્તર તથા તેમની કૂટવાની રીતનો બરોબર જવાબ આપે છે. આવી સ્ત્રીઓ જો કે પોતાની જ્ઞાતિમાં અગર તેમના જેવી બીજી સ્ત્રીઓમાં પોતાની કૂટવાની કુશળતાનું માન ધરાવતી હશે અને મનમાં ફૂલાત હશે, પણ તે સઘળું વ્યર્થ અને મુર્ખાઇજ છે જેવી કુશળતા તેઓ કૂટવામાં બતાવે છે, તેવીજ કુશળતા જો તેઓ કોઇ પણ લોકોપયોગી કામમાં બતાવે, અરે ! ફકત પોતાનાજ પુત્રો અને પુત્રીઓ કે જેના પર ભવિષ્યમાં દેશનો ઉદ્ધાર થવા સંભવ છે, તેનેજ ઉછેરવામાં બતાવે તો પોતાનું અને દેશનું કલ્યાણ કરી શકે અને પોતાનું જીવ્યું પણ સાર્થક કરી શકે. પણ અફસોસ ! તે સમય કયાં !

મરનારની પાછળ રડવું કૂટવું શું યોગ્ય છે ? ના. મરનારની પાછળ આપણે ગમે તેટલું રડીશું કે કૂટીશું તે વ્યર્થજ છે. જો આપણે તેમ કરવાથી તેને પાછો મેળવી શકતા હોઇએ, તો તેની પાછળ આપણે કૂટીને છાતીમાંથી લોહી કાઢીએ અથવા આપણો પ્રાણ આપીએ તો તે યોગ્ય ગણાય. પણ તેમ કદી બન્યું નથી અને બનશે પણ નહિ. ગયું તે ગયુંજ. કોટિ ઉપાયે તે પાછું ફરવાનું નથી. માટે આ રિવાજ તદ્દન અયોગ્ય છે. વળી મરનાર પાછળ કૂટવાનું કોઈ પણ શાસ્ત્રમાં લખ્યું નથી. મ્હારા ધારવા પ્રમાણે રડવાનું પણ ફકત બેજ પ્રસંગે છે. પહેલું માણસ મરી જાય અને તુર્ત પોક મૂકવામાં આવે છે, જેને પ્રાણપોક કહે છે તે, અને બીજું અગ્નિદાહ વખતે જે પોક મૂકવામાં આવે છે તે. આ પછી (ચિતા છંટાયા પછી) રડવા કૂટવાની મનાજ છે. તે છતાં પણ આપણી અજ્ઞાન બ્હેનો તે નિયમને પાળતી નથી અને દિનપ્રતિદિન અજ્ઞાનતાના ખાડામાં વધુને વધુ ડુબતી જાય છે. એ ખાડામાં કેટલાએ ડુબી ગયા છે અને કેટલાઓ ડુબશે પણ હજી કોઇ તેમાંથી તરતાં શિખતું નથી અને શીખવતું નથી. કેટલાક લોક લજ્જાથી ભય પામીને શીખવાનો પ્રયાસ કરતાં નથી અને કેટલાક તો તે ખાડાનું ખારૂં પાણી પીવામાંજ મોજ માને છે.

કોઇ કીંમતી વસ્તુ ખોવાઇ જાય, ચોરાઈ જાય કે નાશ પામે તો તેને માટે રડવું કે કૂટવું કંઇક ઠીક છે એમ ગણીએ, પણ જે ચીજ ખોવાતી નથી, નાશ પામતી નથી, તેની પાછળ આપણે શા માટે શોક કરવો જોઇએ ? આપણે મરણનો અર્થ સમજ્યાંજ નથી. મરણ હંમેશા દેહનું થાય છે. આત્માનું થતું નથી. આત્મા અમર છે. " The Ancient wisdom " માં લખ્યું છે કે–

" Death is the greatest of earth illusions. There is no death but changes in life conditions. " જીંદગીના ક્રમોમાં હંમેશા ફેરફાર થયા કરે છે.

વળી જ્યારે જીવ આ સ્થૂળ શરીરથી છુટો પડવા માંડે છે ત્યારે તે સમયે આ ભૂમિકા ઉપર તે જીવે જે જે સુકૃત્ય કે દુષ્કૃત્ય કર્યાં હોય તે સર્વ તેની સન્મુખ ખડાં થાય છે. જીવ આ

સમયે તે જોવામાં રોકાયલો હોય છે. આ વખતે તેના સગા સંબંધીઓ તેને બેશુદ્ધ ગણે છે અને રડાપીટ શરૂ કરે છે, આથી જીવાત્મા પોતાના ધ્યાનમાંથી ચુકે છે, ગભરાય છે અને દેહથી છુટો પડે છે. કેટલાક સુજ્ઞ પુરૂષો આ દરમ્યાન તેની આસપાસ ચંડીપાઠ કે ગીતા જેવું વાંચે છે અને ઘણા "રામ રામ"ના પોકાર કરે છે અને જીવ ગયા પછી પણ કેટલાક સમય સુધી તે પ્રમાણે કરે છે. આ રીત સારી છે. કારણ કે દેહ છોડતી વખતે જીવને ફક્ત પ્રભુનાજ વિચારમાં રાખવો જોઇએ.

રડવા કૂટવાથી મરનારને શું શું ગેરલાભ થાય છે? મરનારની પાછળ રડવા કૂટવાથી તેનો આત્મા જે ઉચ્ચ ભૂમિકા તરફ જતો હોય છે તે આપણને કલ્પાંત કરતાં જોઇને આપણી તરફ ખેંચાય છે. જ્યાં સુધી આપણે રડવા કૂટવાનું બંધ કરતાં નથી ત્યાં સુધી આપણે તેને આગળ વધવામાં અટકાવ કરીએ છીએ. એક બાજુથી આપણે તેની સદ્ગતિ કરવા સારૂ અગિયારમાં, બારમાં અને તેરમાંને દિવસે બ્રાહ્મણો જમાડીએ અને તર્પણ કરાવીએ છીએ અને બીજી બાજુથી આંસુથી તે ભોજનને અપવિત્ર કરી, મરનારને તે ઝેરનું ભોજન કરાવીએ છીએ. ગરૂડ પુરાણમાં લખ્યું છે કે "**મુઆની પાછળ સગાવ્હાલાં રડી કૂટીને જે આંસુ અને લીંટ પાડે છે તે મરનાર પ્રેત ખાય છે.**" ત્યારે આપણે તેના સંબંધી થઇને આવું ખરાબ ભોજન કરાવવાનું પસંદ કરીશું? આપણને શોક થાય તે સ્વાભાવિક છે પણ આવી જંગલી રીતે કૂટીને શોક કરવો એ તદ્દન અયોગ્ય છે. જે લોકો જ્ઞાની છે, તેઓ કદી પણ શોક કરતાં નથી જે બ્હેનો રડે છે, કૂટે છે તેમને રડવા કૂટવાથી કશો લાભ થતો નથી.

હિતોપદેશમાં કહ્યું છે કઃ—

" शोकस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पंडितम् ॥

અર્થ—શોકના સ્થાન હજારો છે અને ભયના સ્થાન સેંકડો છે. પરંતુ મૂઢનેજ શોક નડે છે. પંડિતને નહિ.

મરવાનું કંઇ આપણા હાથમાં નથી. એક કાવ્યમાં લખ્યું છે કે "દોરી સઘળી એના હાથમાં ભરાવ્યું ડગલું ભરે, જેવો જંત્ર વગાડે જંત્રી તેવો સ્વરજ નિસરે, ચિત્ત તું શીદને શોચના કરે, કૃષ્ણને કરવું હોય તે કરે." માટે જ્યારે આપણા સગામાં મરણ થાય અને આપણને લાગણી થઇ આવે ત્યારે રડવા કુટવાનું કોરણે મુકી ચિત્તને શાંત કરી, ઇશ્વરની અકળકળાનો વિચાર કરવો. શ્રી કૃષ્ણચંદ્રે પણ જ્ઞાની અને અજ્ઞાનીઓનો તફાવત સમજાવતાં અર્જુનને કહ્યું છે કે 'તું જેનો શોક કરવો યોગ્ય નથી તેનો શોક કરે છે અને વળી હું પંડિત છું એમ વાદ કરે છે, પણ પંડિત કંઇ મુવાનો કે જીવતાનો શોક કરતા નથી,'!

આવી રીતે શાસ્ત્રોમાં મરનારની પછાડી શોક કરવાનું લખ્યુંજ નથી. માટે જો આપણે મરનારનું શુભ ઇચ્છતા હોઇએ, તો આપણે શાંતિથી તેની ક્રિયાઓ કરી તેના આગળ વધવાના માર્ગમાં અંતરાય રૂપ નહિ થતાં મદદગાર થવું જોઇએ.

રડવા કૂટવાથી ગેરફાયદા પણ ઘણાં છે. અતિશય રડવાથી આપણું લોહી બળ્યાં કરે છે. જ્યારે લોહી અતિશય ઉકળી જાય છે, ત્યારે તેમાંથી પાણીનો જે ભાગ હોય છે તે આંસું રૂપે અને લીંટ રૂપે બહાર નીકળે છે અને આથી આપણા લોહીમાં ઘટાડો થાય છે. રડવાથી આંખના તેજમાં પણ ઘટાડો થાય છે, રડવા કરતાં કૂટવાથી ઘણાં ગેરફાયદા છે. અતિશય કૂટવાથી છાતી લાલચોળ થઇ સોજો ચડી આવે છે, લોહી બરાબર ફરી શકતું નથી તેથી અનેક વિકારો ઉત્પન્ન થાય છે. જેની છાતી નબળી હોય તેને બહુ કૂટવાથી ક્ષય રોગ થાય છે. વાયુવાળાને ગભરામણ થાય છે, અને કૂટતાં કુટતાં ચક્કર આવવાથી પડી જાય છે, વખતે તાણુ પણ આવે છે. કુટવામાં છે શું ? દશ બાર જણા ભેગા થઇ, રડવું ન આવે તોએ મહા પ્રયાસો કરી, મુક્ષ સક્કરજન જેવું, કટાણું મ્હોં કરવું અને આંખો ચોળી ચોળી રડવું, અને તેમાં મરનારના ગુણ દોષનું એવું બારીકીથી દિગ્દર્શન કરાવવું; કે ફક્ત બે બાઈઓ વચ્ચે જો કંઈ ટંટો હોય, તો તે કજીઆ તેના ગુણને ઢાંકી દોષને અગાડી લાવવામાં બતાવી, રડી, ગમે તેમ રાગડાઓ જોડી અનુપ્રાસ મેળવવાં, પિંગળમાં 'ફટાવ' નામનો છંદ છે, તેના જેવા ટુંકા અનુપ્રાસવાળાં વાક્યો 'શીઘ્ર કવિ'ની માફક બનાવી, સુરીલા કંઠે ગાવા. અત્યંત ધ્યાન ખેંચનારી વાત તો એ છે કે કુટવામાં ફકત મરનારને માટેજ કંઇ બોલી મુંગા બેસતા હોય તો ઠીક પરંતુ તેમ નહિ કરતાં વર્ષ છ મહિનાપર જો કોઈ સગું મરી ગયું હોય તો તેને, ત્યાં યાદ કરી તેના પર પણ રોદણાં રડી, તેની ભુલાઈ જતી સ્મૃતિઓ યાદ કરવી. આથી કેટલીક વખત તો કેટલાંકને પડતાં પર પાટું જેવું પણ થાય છે. વળી કેટલીક વખતે તો જીવતાને પણ કુટવામાં આવે છે.

આ ઉપરાંત બીજા ઘણાંએ ગેરફાયદા છે, તેથી તે લક્ષમાં રાખીને આપણે કૂટવાનો દુષ્ટ રીવાજ બંધ કરવા કટીબદ્ધ થવું જોઇએ. બધા કહેતાં આવ્યા છે અને કહે છે કે, "રડવા કૂટવાનો ચાલ નઠારો છે" ત્યારે તે બંધ કરવાને કેમ કોઇ પગલા ભરતાં નથી ! પોતાના સગામાં હોય છે ત્યારે કેમ બધા ભાઇઓ અને બ્હેનો મુંગા બેસી રહે છે? આપણે પારકાને કહીએ કે આ રિવાજ બંધ કરવો જોઇએ અને આપણે માથે પડે ત્યારે બ્હાનાં કહાડીએ કે "લોકો વાતો કરે તેથી હું અચકાઉં છું" આપણેજ પ્હેલ કરી બધાને દૃષ્ટાંત રૂપ થવું જોઇએ. ભલે લોકો વાતો કરે સત્યવાતમાં લોકાપવાદથી ડરવું શાને ? વાતો કરી કે બેચાર દિવસ બોલી કરી, લોક એની મેળે શાંત બેસશે જ્યાં કંઇપણ સારૂં થાય ત્યાં વાતો થયાંજ કરવાની માટે એથી જરાપણ બીહીવું નહી જોઇએ.

કેટલીક બ્હેનો કહે છે કે એ રિવાજ તો અસલથી ચાલ્યો આવે છે. અને ઘરડા વરડાઓએ જે કર્યું છે તે વિચારીનેજ કર્યું હશે માટે આપણે શા માટે એ રિવાજ બંધ કરવો ?" આ ધારણા તદ્દન ખોટી છે. ઘરડાઓનું કરેલું બધુંજ આપણે માન્ય રાખ્યું નથી.

ઉંડાણથી તપાસતાં જરૂર આપણને માલમ પડશે કે એ રિવાજ જેવી રીતે હાલ ચાલુ છે તેવીજ રીતે અસલ દાખલ તો નહિંજ થયો હોય. અસલ કોઇ રિવાજ દાખલ થયો હશે અને હાલમાં જે રિવાજ ચાલુ છે તેતો દિન પર દિન થયલું તેનું પરિવર્તનજ છે. આપણે અસલનું બધું માન્ય રાખતાં આવ્યા નથી. જેમાં કંઈ સત્ય યા ફાયદારૂપ ન જણાય તેને તરત છોડતાં આવ્યા છીએ. આપણને જેટલું ફાવ્યું તેટલુંજ રહેવાં દીધું છે એવા તો ઘણાંએ

દાખલા મોજુદ છે. સમય બદલાતો જાય છે. તેમ આપણે કાર્યો પણ તે પ્રમાણે કરવા જોઇએ. જે લોકો વીસમી સદીમાં સોળમી સદીના વિચાર દર્શાવી તે નુકશાનકારક હોય છતાં તેને હઠ પકડી ચાલુ રાખવા પ્રયત્નો કરે છે તેઓ પ્રભુ પ્રત્યે ગુનોહ કરે છે એમ નક્કિ માનવું.

આ રિવાજ જો ધારે તો પુરૂષ અને સ્ત્રી બંન્ને બંધ કરી શકે છે. સ્ત્રીઓ ધારે તો દરેક કાર્ય પાર પાડી શકે. ન્યાતમાં કે સગામાં કોઇ ઠેકાણે મૃત્યુ થાય તો તેને ત્યાં દિલાસો આપવા જવું પણ કૂટવામાં ભાગ નજ લેવો એવો મનથી નિશ્ચય કરવો. લોક નિંદા–મુખ્યત્વે કરી સ્ત્રી નિંદાની દરકાર કરવી નહિ. "કૂટવાથી ઘણાં ગેર ફાયદા છે." "હમે ભુખ્યા રહીશું" "ઠપકા તથા નિંદા સહીશું પણ કૂટવાનો નહિંજ જઇએ" એવો મનથી દ્રઢ નિશ્ચય કરી દરેક બ્હેનને એના ગેરફાયદા સમજાવી સ્ત્રી હઠ પકડવામાં આવે તો દરેક બ્હેન આ સાચી હઠથી આ દુષ્ટ રિવાજનો ઘણી જલદીથી અંત આણી શકે.

પુરૂષો પણ આ રિવાજ બંધ કરવામાં ધારે તો મદદ કરી શકે. દરેક પુરૂષે પોતાની પત્નીને રડવા કૂટવાથી થતાં ગેરફાયદાની સમજ પાડવી જોઇએ. અને જવાની ખાસ મના કરવી. જ્યારે પોતાના સગામાં મૃત્યુ થયું હોય તો આગળ પડી પ્હેલ કરી આ રિવાજ કાઢી નાંખવા પોતાનાથી બનતો પ્રયાસ કરવો. પોતે શાન્ત રહી સર્વને દિલાસો આપવો પ્રથમ લોકો ભુંડું બોલશે પણ તેથી ન ડરતાં સર્વે પુરૂષે અને સ્ત્રીઓએ પોતાના શુભ કાર્યમાં મંડી રહેવું અને ભવિષ્યની પ્રજાની શુભ આશિષો ગ્રહણ કરવી. આ વિષયપર દરેક બ્હેનો યોગ્ય વિચાર કરશે, અને આવા શુભ કાર્યમાં પ્રવૃત્તિ આરંભશે તો આ લખાણની સફળતા માનીશ.

---

# પરીક્ષા.

( લેખક:—એક ગ્રેજ્યુએટ )

( આ અંક માટે ખાસ )

હું યુનીવરસીટીની બધી પરીક્ષામાં પહેલીજ ટ્રાયલે યાને ફરફરતી ધજાએ (flying colours) નીકળ્યો હતો; મેટ્રીક, પ્રીવીયસ, ઇન્ટર, બી. એ.ની પરીક્ષામાં એકે ડફીંગ ખાધું ન હતું, પણ એમ. એ.ની પરીક્ષામાં એક જબરદસ્ત અને તનશીકસ્ત ગુંલાટ ખાધી; વળી ન્હાનપણથીજ મારૂં ભેજું બહુજ સેન્સીટીવ હતું, :તેથી પરવરદીગારના આ ખેલે મ્હને મજબુત ફટકો લગાવ્યો બધી પરીક્ષાના દિવસે મુંબાઇમાં રહેતો હતો નહીં, એટલે મિત્રો તરફ તારના સંદેશા છુટતા, પણ કમનસીબે આ વેળાએ જાતે પરિણામ સાંભળવા ગયો, અને યા ઇન્શાલ્લાહ અલ્લાહ મારો નંબર ગેપ!!! તે દિવસે મ્હારી સ્થિતિ બહુ ગંભીર :બની અને તેનું વર્ણન વાંચક! ઠીક લાગે તો વાંચ.

ધીમે ધીમે પરીક્ષાના પરિણામનો દિવસ નજદીક આવવા લાગ્યો. એટલે મ્હને કાંઇ અવનવી લાગણીઓ થવા લાગી. આજે રાજાબાઇ ટાવરની નીચે સાડા બાર વાગે કેટલાંકના બાર વાગ-

વાનાં હતાં. તેમાંનો એક હું પણ હતો. તેથી નિયત કરેલા સમય પૂર્વે હું ઘેરથી નીકળ્યો. દાદર ઉપરથી ઉતરતા વેંતજઃ—

(ઉપજાતિ) શાર્દૂલ માસી ઝટ ફાળ મારી,
મંજુ સ્વરો " મ્યાઉ "વડે વધારી;
વિદ્યુત્ વેગે મુજ પાસ આવી,
'ઉત્તિર્ણ આશા તુજ માર લાવી.'

બીલાડીબાઇના આ માન શુકનથી મ્હને વિજયની પ્રતિતી થઇ, પરંતુ આ વિદ્યુત શક્તિના જમાનામાં વ્હેમને બધાએ ગૌણ સ્થાન આપવું જોઇએ, અને માત્ર નિર્બળ મનનાંજ મનુષ્યો શુકન અપશુકન ગણે છે, એમ વિચારી હું હિમાલય પર્વત જેવો અચળ બની અપશુકનને તૃણવત્ લેખી આગળ ચાલ્યો.

આજે અગીઆર વાગ્યાનાંજ ટોળેટોળાં રાજાબાઈ ટાવર આગળ એકત્ર થયાં હતાં, દરેક વિદ્યાર્થીની મૂર્તિનું ઉંડું અવલોકન કરતાં કાંઈ વિચિત્ર દેખાવ લાગતો હતો, કેટલાક તો અવશ્ય પાસ થવાનાજ છે એમ સમજી મદગળતા માતંગ પેરે આમથી તેમ ફરતા હતા, વળી કેટલાક આડમ્બરી અને હવામાં કીલ્લા બાંધનાર વીદ્યાર્થી કહેતાં 'fig for the Exam-Success is bound to come" એમ સમજી ફુલણજી કુક્કાની માફક ઉડતાં હતાં, વળી કેટલાક રેતીના ભુંજેલા, મગજના ફાટેલા, ભેજાના ચસકેલા કહેતા કે જોઇએ છીએ, યુનીવરસીટી નપાસ કરતી થાકે છે કે આપણે નપાસ થતાં થાકીએ છીએ. આપણે લોર્ડ લોકો તો ચાર ઘોડાનીજ ગાડીમાં સ્વારી કરવાના એટલે આજ નહીં તો આવતે વર્ષે બંદાનું નામ સાંજ જામે-ઇ.માં જોઇ લેજો વળી કેટલાક તો નિષ્ફળ નીવડવાની બ્હીકથી હાંફલા ફાંફલાં, પાકેલા ટીંડોરા જેવાં નરમ અને કુમરાયલા ચુવડ જેવાં દેખાતાં હતાં. ગાર્ડન્સ બ્હાર મોટર અને ફેટનની ઠઠ જામી હતી. પરીક્ષકો અને સીન્ડીકેટના સભ્યો એક પછી એક અંદર દાખલ થતા હતા વળી કેટલાક વિદ્યાર્થી, પરીક્ષકો ને જોઇ સરસ્વતીની લ્હાણી પણ કરતાં હતા, અને બે ચાર ગરમા ગરમ તળેલાં ભજીઆ જેવી મીઠી અને મોંઘી વાણી સંભળાવતા હતા.

ધીમે ધીમે સાડાબારનો સમય થવા લાગ્યો. એક પછી એક એમ કરતાં ગાર્ડનસ ભરાઈ ગયો. અને ખીચો ખીચ જીવતા બાવલાઓનું પ્રદર્શન ભરાયું. બ્હારગામથી મુંબાઇ જોવા આવેલો એક ભુલો પડેલા જેવા ગામડીઓ ત્યાંથી કોઇ તેના મિત્ર પાસે જતો હતો. અને આ રંગ જોઇ પુછવા લાગ્યો કે " આ હું છે? " કોઇ એક અટકચાળા વિદ્યાર્થીએ જવાબ આપ્યો કે, આજે અહીં દેશનો ઉત્કર્ષ કરનારાં, ફિક્કા ફચ્ચ થઇ ગયલાં, બર્કના તર્કમાં ગર્ક થયલાં, પોપટોની નામાવલિ બહાર પડવાની છે. ગામડીઓ તો શૂન્ય જેવો કાંઇ સમજ્યો નહીં, અને આગળ ચાલતો થયો. હું મારા મિત્ર સાથે ત્યાં આવી લાગ્યો, અને અચક્ક કચડીમાં કોણી મારી દાખલ થયો. ત્યાં ધડકતી છાતીએ અને ઉન્હા ઉન્હા શ્વાસ લેતો ઉભો રહ્યો. ધૈર્યનો બંદોબ ધીમે ધીમે ખાલી થવા લાગ્યો, "અને હવે તો 'રીઝલ્ટ દેવની મૂર્તિના દર્શનનો અભિલાષી બન્યો. જોવાનું એટલુંજ હતું કે રીઝલ્ટ દેવ મ્હારા તરફ રૌદ્ર મૂર્તિ રાખી ઘુરકે છે કે

હાસ્ય ને આનન્દની દૃષ્ટિએ વિલોકે છે. આ વિચાર ચાલતો હતો તેવામાં ટાવરમાં સાડાબારનું વાજીંત્ર વાગ્યું; દેવ લોકની પધરામણી પહેલાં, ઢોલ નગારાં, વીણા અંગમૃદંગના ધ્વનિ થાય છે, તેમ અત્રે પણ મધુર ધ્વનિ થયો. એટલે તુર્તજ મન્દિરના દ્વાર ખુલ્યાં, અને કૃષ્ણ વસ્ત્ર ધારી પુરૂષ એક ઉંચી ખુરશી ઉપર ઉભો રહયો. બગલાની પાંખ જેવા ગોરા કાગળ ઉપર કાળા અક્ષરોની નામાવલિ હતી. સર્વેની દ્રષ્ટિ તેની તરફ સ્થિર બની. અને જેવા તેના મુખ કમળમાંથી વચનો ઝરે કે તુર્ત તે ગ્રહણ કરવાની જિજ્ઞાસાવાળા લાગતા હતાં. એટલામાં વિદ્યાર્થી સૃષ્ટિના બ્રહ્મદેવે બાંગ મારી "વન, ટુ, ટેન, ટવેનટી, સાડી ગુપતાલીસ, નાઇટી ફોર એન્ડ ઓવર" અને દ્વાર પુનઃ બંધ થયા. હું તો વિચાર કરતો હતો કે આ નવા જમાનાનું કયું યંત્ર આટલી વિદ્યુતની ત્વરાથી બોલે છે, અને મારો નંબર બોલાય છે કે કેમ તે સાંભળવા ઉત્કંઠીત હતો, પણ અહીં તો હોવીટ્ઝર તોપના ધડાકા સાથે મારો નંબર ગેપ!!! હું તો તે તોપના રોફનો ભોગ થઇ પડયો. જે નંબર બોલાયા હતાં, તે ભાગ્યશાળી વિદ્યાર્થીની મુખમુદ્રા ઉપર હાસ્યની છટા ખીલી નીકળી. અને બાકીનાં અન્યના મુખ અમાવાસ્યાના ચન્દ્ર પેરે શોભવા લાગ્યા. ધડકતી છાતીએ, અને લથડતી કાયાએ હું બ્હાર નીકળ્યો, એટલામાં એક મિત્રે પાછળથી ડગલો ખેંચ્યો, અને બોલ્યો "અલ્લો! માઇ ડીયર, Congratulations" અરે તારૂં ખચ્ચર જાય, વળી ભડભડતા અગ્નિમાં ધૃત કયાં હોમે છે, એમ જવાબ આપતાં વેંત, મારી રાયચૂર મેલની માફક ચાલતી જીભનો વેગ શરૂ થયો, અને તેનાં પંજામાં બધા પરીક્ષકોનો કચ્ચડ ઘાણ કહાડવા માંડયો. યુનીવરસીટીની નિકષ શીલા ઉપર કસોટી કરનારા ચોકસીઓ બધા "હમ્બગ" છે, તેઓ Monarchts of Butchers, sovereign slaughterers, તથા Relentless murderers છે. કસાઇખાનાંના બકરાની પેઠે તેઓ છુરી ચલાવે છે. જો આજ મારા હાથમાં સત્તા હોત તો, એ બધાના ખોરા કોપરા જેવા ભેજાં જેમાં નરવીગર સીરપ અને સેનેટોજનના બાટલાથી કૃત્રિમ જોર આણેલું છે, તેની ખબર લઉ. અભિનંદન આપવા આવેલો મિત્ર પણ મારી ટોળીમાં ભળે તેવો હતો. એટલે "આવરે ભાઇ હરખા, હું અને તું સરખા એવો ઘાટ હતો. તે પારસી હતો, અને કંચુબર બજરાવી પારસી જબાનમાં બોલ્યો "અલબટ, મેં પનગનું સોજું લખીયું હતું; ટોપન કોન જાને કયાં કમબખટ ભુલ થઇ કે ચરાક ચીભરૂ ઉડી ગયું. ખેર! અમે પારસી ભાઇઓ તો તમારા ઘાનશાક ખાઉ ઢીલા ધોતીયાના વાનીઆ જેવા નથી, હું તો હવરાં ઘેર જઇને ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ"માં એક કોલમ ઘસરી કહારશ; અને એકઝામીનરની ખબર લઉં છું." એમ કહી તે મ્હને પાસે આવેલા રૂસ્તમના રેસટોરાં જરા ભેજું ગરમ કરવાં, ચાહ પીવા માટે ખેંચ કરવા લાગ્યો. હું તેની બે ફીકરાઇ જોઇ આઇસક્રીમ જેવો બની ગયો. અને શોકની છાયામાં હતો, છતાં તેની બે ફીકરાઇ જોઇ તથા તેની અશુદ્ધ ભાષા સાંભળી હસવું રોકી શકયો નહીં. પછી તેને મેં ગમે તેમ દૂર કરી ટ્રામમાં બેસી ઘેર આવી ચઢયો. મારાં સગાં વ્હાલાં મારી કાક દૃષ્ટિથી વાર જોતા હતાં. અને પેંડા ખાવાની ઉત્કટ ઇચ્છા રાખી બેઠાં હતાં. પણ મ્હને દુરથી આવતો જોઈ સર્વે સમજી ગયા કે ભાઇએ તુર્કસ્તાની તોપ છોડી છે, મેં પણ ગદ્ ગદ્ કંઠે, અશ્રુપૂર્ણ નયને, મ્હારો ઇતિહાસ કહી બતાવ્યો. એટલે વળી, બાજુના ઓરડીમાં રહેતા, એક યુનીવરસીટીના શિક્ષણને વખોડનાર જવાને એમ. એ. બના કે માંની લીટીનો રાગડો

કહાડયો કે "મેટ્રીક તો માંદા થયાં, બી. એ. થયા બેહાલ હ ઈ." અવશ્ય મ્હને પણ તે શબ્દો સાંભળી એમ. એ. ની મરણ પથારીનું ભાન થયું.

દિવસો વિત્યા ધીમે ધીમે ઘા રૂઝાયો છતાં પણ પુનઃ સ્મૃતિ થતી તો રૂઝતો ઘા ખુબ સાલતો ફરીથી એના એજ પુસ્તકોના પાનાં ઉપર ચિત્ત સ્થિર કરી મનન કરવા મંડયું. પણ આ વખતે તો પૂર્વેના ભેજાનો દોર અને મગજનો તોર દૂર થયાં હતાં. પુરૂષાર્થવાદી મટી દૈવવાદી થયો હતો. અને મનુષ્ય પ્રયત્ન અને ઈશ્વર કૃપા એ સૂત્રને માનની દ્રષ્ટિથી જોનારો થયો. અને મૌલાના રૂમીની બેતઃ—

"નીસ્ત કસબી અઝ તવકુલ ખુબતર
ચીસ્ત કસ્બી અઝ તસલમ મહેબુબતર.

ગણગણતો.

વાંચક ! જો તને વિશ્વવિદ્યાલયની પરીક્ષાનો આવો અનુભવ થયો હોય તો મારી ખાત્રી છે કે મ્હારા-તરફનું સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવશે.



## સ્ત્રીના અલંકારો.

લેખકઃ—સ્વ. ચુનીલાલ હરકીશનદાસ કોમોડોર-સુરત.

રૂડાં નર નાર કેળવો પ્રીતિરે,
સત્ય ચાલે નીતિની રીતિ. રૂડાં
પ્હેલાં ધર્મનું જ્ઞાન તો આપોરે,
જેથી નાશ થાયે સહુ પાપોરે,
પડે નિર્મળ નીતિની છાપો. ,,
ગૃહકાર્યનું શિક્ષણ સારૂં રે,
મ્હોટી વયમાં લાગે ઘણું પ્યારૂં રે,
તેને કોણ કહેશે નઠારૂં રે, ,,
સ્ત્રીને સાડી લજ્જા રૂપી શોભે રે,
નીચ વાયુ વાયાથી ન લોભે રે,
એથી પાપ જરા નવ થોભે. ,,
ડોકે હાર શિયળવ્રત ધારો રે,
અન્ય વસ્તુ નકામી વિચારો રે,
એથી લાભ ઘણાં છે સ્વિકારો. ,,
કાને સદ્કથા એરીંગ જોડો રે,
પ્હેરે આવે ન ખાંપણ ખોડો રે,
મુખ નથની મધુર વેણ બોલો. ,,

હાથે કંગનમાં ગ્રંથ નીતિરે,
સીવો ગૂંથો તેમાં રાખો પ્રીતિરે,
ખરી એજ સુધારાની રીતી. ,,
સ્ત્રીના પુરૂષથી હક ઓછા કહાવેરે,
નારી સ્વતંત્રે કદિએ ન થાવેરે,
જુવો શાસ્ત્ર તો એમ જણાવે. ,,
નારી છૂટ મોજે ન સુધારોરે,
ખરૂં જ્ઞાન નીતિનું વધારોરે,
એથી ઓપો. આપે છે સુધારો. ,,
રાખી પ્રીતિને સેવોની સ્વામીરે,
એથી અહલ્યા તારા સુખ પામીરે,
બાકી હાહા હીહીઓ નકામી. ,,
મૂકી ધર્મનો માર્ગ ન ચાલોરે,
નીતિ રીતીના રંગમાં મ્હાલોરે,
લાવી પ્રીતિ પ્રભુ કર ઝાલો. ,,
લઇ શીખ રૂડું જ્ઞાન ધારોરે,
ખોટા ફાંકા સુધારાનો ખારોરે,
ખરા અર્થથી આવે ઓવારો. ,,



સ્વ. ચુનીલાલ હરકીશનદાસ કોમોડોરના જુના લેખો ઘણાં છે પરંતુ તે ઘણી છિન્નભિન્ન અવસ્થામાં છે. એમના પત્રો તથા લેખોનો એક સંગ્રહ બહાર પાડવાના પ્રયાસ થયા હતા પરંતુ તે હજી સુધી સફળ થયા નથી, એમણે બે ત્રણ પુસ્તકો લખી છપાવ્યાં હતાં પરંતુ તેમનું ઘણું સાહિત્ય તો હજી અપ્રસિદ્ધજ છે.

ઉપરનું કાવ્ય એમની હસ્ત લિખિત નોંધ પોથીમાંથી લીધું છે. એમણે ઘણાં કાવ્યો લખ્યાં છે અને જે જુના લખેલા કાવ્યો મારા હાથમાં આવ્યાં છે તેમાંથી કયું અત્રે પ્રગટ કરવું એ પસંદગી કરવી ઘણી અઘરી થઇ પડી હતી, એવા તે ઉત્તમ છે, એમણે જે લખ્યું છે તે પોતાના સમયના જમાનાને અનુસરતુ લખ્યું છે એટલે આજે કદાચ 'જુનું' લાગે ખરૂં. પરંતુ એમના જમાનાના સાહિત્ય જોડે સરખામણી કરી આપણે ઉપરના કાવ્યની કિંમત આંકવી જોઇએ.

ચંદ્રવદન.

# માનવ જન્મ્યો વૃથા તું



લેખકઃ-મનસુખ છ. મુખત્યાર.

રાગ—(હોરી)

માનવ જન્મ્યો વૃથા - તું,
કારજ સારૂં ન કીધું—માનવ૦
માત કુખે નવ માસ રહ્યો તું,
પ્રભુએ દુઃખથી ઉગાર્યો,
સ્તુતિ કરી તેં પ્રભુની જ્યારે,
બાળ તું જગમાં જાયો—માનવ૦
વચન દીધું તેં પ્રભુને ત્યારે,
કાર્ય ચૂકું ન જરીયે,
માયા જાળે હાવાં ફસાયો,
શુભ ન કીધું કદીયે—માનવ૦
ષટ શત્રુ સહ મૈત્રિ બાંધી,
પરમમિત્ર ગણીને,
તોફહું તને એ ભર દરિઆમાં,
ફેંકી દેશે બળ દઇને—માનવ૦
"મ્હારૂં" સર્વે ભાસ્યું તુજને,
ગર્વ વિષે ખૂબ ફૂલાયો,
શકટતળે જ્યમ શ્વાન ચલત ત્યમ,
નિજ શિર ભાર સમજાયો—માનવ૦
ભાઇ વિચાર તું પ્રભુ તવ સ્નેહી,
કાર્ય તું શુભ બહુ કરજે,
પ્રભુ સુકાની સાથ લઈ તું,
અખિલ વિશ્વમાં ઘૂમજે—માનવ૦



# યુવકોની સમાજ પ્રત્યે ફરજો



લેખકઃ—ભાઇ ઠાકોર શ્રીપતરાય ઠાકોર—મુંબાઇ

( આ અંક માટે ખાસ )

હાલ હિંદુસ્તાન એવી સ્થિતિએ પહોંચ્યો છે કે દરેક હિંદનું હિત ચાહનાર હિંદવાસીએ પોતાની પર આવી પડતી ફરજો અદા કરવી જોઇએ. હિંદનું હિત ચાહનાર ઘણાંએ મળશે પરંતુ તેને માટે કામ કરનાર ઓછા મળશે હજાર બોલી જાણનારમાં દશજ કર્મ યોગી મળી આવશે. હિંદની પ્રગતિ કરવાને યુવાનો માટે ઘણાં ક્ષેત્રો ઉઘાડાં છે. નૈતિક, આર્થિક, સંસારિક અને સામાજીક ક્ષેત્રો યુવાનોએ ખેડવાના છે. આપણે અહીં સામાજીક સ્થિતિ પર કંઇક વિચાર કરીશું.

દક્ષિણમાં જે જુસ્સો વિદ્યાર્થીઓમાં જોવામાં આવે છે તેવો જુસ્સો આપણા ગુજરાતના યુવાનોમાં આવવો જોઇએ. અને એ જુસ્સાથી આગળ વધવાનું છે. હિન્દની સામાજીક સ્થિતિ ઘણી કફોડી થઇ ગઇ છે જે સુધારવાને યુવાનોએ પ્રયત્ન કરવાના છે. ઉત્તમમાં ઉત્તમ માર્ગ તો એ છે કે પહેલાં પોતે સુધરવું પછી ન્યાત સુધારવી અને પછી દુનીઆ સુધારવા બહાર પડવું સુધારાની સીડી ચઢવા માટે પગથીઆં હોય છે.

આપણામાં ગેરસમજ બહુ છે અને સારા કામની પ્હેલ કરવાની હિંમત બહુ ઓછી છે. આપણે એમ સમજીએ છીએ કે ચાલી આવેલો રિવાજ બંધ પડાય નહિ, અને જો બંધ પાડવા વિચાર થાય તો ન્યાત આપણી વાત કરે એવું વિચારી વિચાર જતો કરીએ છીએ. હાથીની પાછળ તો કુતરાં ભસ્યાંજ કરે છે સારૂં કામ કરનારાઓએ નિંદા કે સ્તુતિનો વિચાર કરવાનો નથી, તેઓએ તો સારૂં કામ કરી બતાવવાનું છે. યુવાનોએ ચાલી આવતી ન્યાત રૂઢી ઘરડાઓ બંધ કરવા ના પાડે તો તેમની સામે સત્યાગ્રહ માંડવો ઘટે છે આટલી આટલી મોંઘવારી છતાં મોટાં મોટાં જમણો થાય એ શોકજનક વાત છે. મોટાં જમણો જમાડવામાં સુરતી લાલાઓ મોટાઇ માને છે ન્યાતો પાછળ આવી રીતે પૈસો વ્યર્થ ગુમાવનારી આ પ્રજાના કરતાં બીજી કઇ વધારે દેશદ્રોહી પ્રજા હોઈ શકે? કેટલાકો તો ફક્ત ન્યાતને ખાતર દેવાં કરીને જમણો જમાડે છે જ્યારે એક બાજુ ઉપર પંજાબ અને બંગાળા "મદદ" "મદદ" ની બૂમ પાડી રહ્યું છે ત્યારે બીજી બાજુ તરફ આવી રીતે પૈસાનું પાણી થાય છે. ન્યાતો વધારે જમે તેમ પૈસો વ્યર્થ વધારે જાય અને મોંઘવારી વધે એટલે સામાન્ય પ્રજાને સહન કરવું પડે એટલે ન્યાત જમાડનાર બે રીતે ગુન્હેગાર થયા. સુરતી પ્રજા National minimumના સિદ્ધાંતને તોડી કહાડે છે, આ પૈસો સારાં કાર્યોમાં વપરાય તો કેટલું સારૂં! આનો વિચાર યુવાનોએ કરવાનો છે અને સત્યાગ્રહનો અંગીકાર કરવો રહ્યો છે.

કેટલાક વિદ્યાર્થીઓ એમ ધારે છે કે તેઓ રાજ્યદ્વારી બાબતોમાં ભાગ લેવાથી હિંદની સેવા બજાવી શકશે. હું તેમને મળતો આવતો નથી હું તો એમજ ધારૂં છું સત્યાગ્રહ જેવી ચળવળમાં પણ વિદ્યાર્થીઓએ ભાગ લેવો નહિ જોઇએ. નાની ઉમરમાં આવી રીતે ભાગ લેવાથી મન ભ્રમિત થાય છે જો તેમને દેશની સેવા બજાવવી હોય તો ઉપર બતાવેલી કેટલીક સૂચના પ્રમાણે વર્તન રાખે અને એવી રીતે પ્રગતિ લાવે તો હું ધારૂં છું કે રાજ્યદ્વારી ચળવળમાં ભાગ લેવા કરતાં તેમને વધારે ફાયદો થાય સૌથી સરસમાં સરસ દેશ સેવાનો ઉપાય વિદ્યાર્થીઓને માટે તો સ્વદેશીનો અંગીકાર છે લેખ લાંબો થઇ જાય છે અને સ્વદેશી ઉપર ઘણું લખાયું છે એટલે થોડા વાક્યો લખી લેખ સમાપ્ત કરીશ.

આ ઉપરાંત બીજાં કાર્યો કરવાના છે કે જેના ઉપરં ટીકા કરતાં પાનાંને પાનાં ભરાઇ જાય. સ્વરાજ્યની બુમો પાડયાથી યુવાનોનું વળવાનું નથી. તેઓને તો ભવિષ્યની જવાબદારી માટે તૈયાર થઈ રહેવું ઘટે છે અને જો તેઓ બંને રીતે પ્રગતિ કરતા રહેશે અને સુધારો કરતા રહેશે તો તેમના ઘરમાંજ સ્વરાજ્યનો વાસો થઇ રહેશે

અહીં ના ગોકળદાસ કહાનદાસ પારેખના યુવાનોને સંબોધેલા શબ્દો ટાંચું છું જે ઘણા ઉપયોગી થઇ પડશે.

"તમારા ઉપર ભવિષ્યનો આધાર છે કુટુંબ સંબંધમાં જે ફરજો હોય તે તમે યોગ્ય રીતે બજાવો તેમાં ન્યુનતા કરવાની મારી ભલામણ નથી પણ પોતાના કુટુંબની સેવા બજાવવી એ કાંઇ આપણા જીવનનો ઉદ્દેશ નથી. તમારો દેશ આજ છે તેના કરતાં કાલે કેટલો સુધરશે એ જોવાની તમારી હોંશ વધવી જોઇએ. આપણા દેશની ઉન્નતી વર્ષાદની પેઠે વરસી આપણને પ્રાપ્ત થાય એવી તમે જરાપણ આશા રાખશો નહિ. ઇશ્વરનો નિયમ છે કે જે મહેનત કરે તેનેજ મદદ આપવી આપણા દેશમાં જ્ઞાન વધારવું, જાતી વધારવી, ઉદ્યોગો વધારવા, દુર્વ્યસનો કાઢવાં એ રીતે દેશ ઉંન્નતી માટે આપણને ઘણું કરવાનું છે. તમે બધા એકી દીશાએ કામ કરશો તો ફળીભૂત થશો નહિ. માટે જુદા વિષયો સંબંધમાં જુદા મંડળો સ્થાપી દરેક મંડળે પોતાનું સ્વીકારેલું કામ ઉત્તમ રીતે બજાવવા સતત ઉદ્યમ કરવા. તમારા દેશના સારા તારા ઉપર આવતા જણાય છે. તમો કોઇ રીતે નિરાશાના ભોગી થશો નહિ સતત મહેનતથી આદરેલું સારૂં કાર્ય કોઈ રીતે નિરર્થક જનાર નથી."






લેખકઃ—અરવિંદ.

(૧) (અ) (अ) દરેક ગૃહસ્થે મારી સાથે સામાન મોકલતાં પહેલાં એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે જે સામાન મોકલવામાં આવે તેને કંઇ ઇજા પહોંચે તે માટે હું (લઇ જનાર) કોઇ પણ રીતે જવાબદાર નથી.

(૨) (બ) (ब) સામાન મોકલનાર દરેક ગૃહસ્થે જેને ત્યાં સામાન પહોંચડાવવાનો હોય તેને બરોબર પાંચ દિવસ અગાઉથી પત્ર લખી દેવો અને હું (લઇ જનાર) જ્યાં હોઉં ત્યાનું સરનામું જણાવવું. અને મારે મુકામેથી સમાન લઇ જવા આવનારે મારા નામનું વીઝીટીંગ કાર્ડ લઇ આવવા સુચવવું. ( મારા નામનું કાર્ડ કોઈ પણ છાપખાનું છાપી આપવા મહેરબાની કરશે.

(૩) (ક) (क) મારા જવાની ગાડી ઉપડવાની બરોબર ૩।। કલાક અગાઉ સુધી પોટલાં સ્વીકારવામાં આવશે. ત્યાર પછી કોઇપણ વ્યક્તિનો સામાન લઇ જવામાં આવશે નહિં. કોઇને કદાચ શરમાશરમી હા "કહેવામાં આવે તો ખાનગી રીતે સમજી જવું કે સામાન સાથે લઇ જવામાં આવશે એની ખાત્રી રાખવી નહિં.

(૪) (ડ) (ड) લઇ જવામાં આવેલું પોટલું રસ્તામાં ગૂમ થાય કે કદાચ જો ખાવાનું હોય તો હોજરીમાં જાય તો તેનો જવાબદાર હું ગણાઇશ નહિં.——તે નહિજ.

(૫) (ઇ) (इ) પોટલા મોકલનારે પોતાના પોટલાં વગેરે બરાબર સ્વચ્છ કપડે ઉઘાડી કે છોડી શકાય એવી રીતે બાંધવાં.

(૬) (ફ) (फ) ગંધાતી તેમજ ચીકટવાળી વસ્તુ કદી લઇ જવામાં આવશે નહિં. શરમને લીધે 'હા' કહેવામાં આવે તો યાદ રાખવું તેના પોટલાં રહી જવાના દરેક સંભવ છે.

(૭) (ગ) (ग) ઉપરની કલમો દરેક સામાન મોકલનારને લાગુ પડે છે.

લી૦ આપ-તાબેદાર
**એકલ પેટાદાસ**

આ પ્રમાણેની એક રસીદ બુક છપાવવા આજે પ્રેસમાં જવા નીકળ્યો. 'ટામરેલ'માં જવું કે 'રેલ્વેમાં' જવું એવો પ્રશ્ન સહેજ થઈ ગયો પરંતુ એમાનું કંઇ પણ સાધન મળી શકે એમ નહિ હોવાથી ટાંટીઆ ઘસડતા જવું એમજ નક્કી કરી ચાલ્યો. મારે વારે ઘડીએ બહારગામ જવાનું થાય અને મારા સગાં સ્નેહીઓ પણ પ્રભુ કૃપાથી ઘણાં એટલે હરીના દર વખતે આ "મારા ફલાણાને ને આ મારી ફલાણી ને આ મારે ઘેર આપજો તો ભાઇ, જરૂર વખત કહાડીને પહોંચાડજો તો તમને તો રસ્તામાં રસ્તો છે." વગેરે અત્યંત માન સૂચક ને વિવેક ભર્યાં વાક્યો મને સંબોધતાં અને લઇ જવા ભલામણ કરતાં- એટલે મારા મગજમાં એકદમ નવો નુસખો ધ્યાનમાં આવતાં આપણે છાપખાને પહોંચ્યાને રસીદ બુક છપાવી.

(૨)

મારા સમ જ્યારથી આ રસીદ બુક છપાવી છે અને એનો જેમ ઉપયોગ કરતો જાઉં છું તેમ કોણ જાણે કેમ કોઇ પોટલાં પધરાવવા પધારતું નથી અને કેટલીક વખત તો કોઇ સાહેબ લઇને આવે પણ રસીદ જ્યાં આપવા માંડું કે રસ્તોજ માપે મને તો એના ઘણાં ફાયદા માલમ પડયાં છે અને મારા મિત્રને એ રીત વાપરવા ખાસ ભલામણ કરું છું. મારા જાની દોસ્ત પેસ્તન પાચકારીને પણ અત્યંત પસંદ પડી છે. અને "દીકરી, આય તારી રીત તો હમુને ઘનીજ ગમેચ. પહેલાં તો મમ્મઇએ મને ગાલોજ દિધેલી જ્યારે મેં અજમાવેલું ત્યારે, પન પાછલથી તેવન પણુ બોજાથી કંટાલેલા તે હવે તો ઘની વખાને ને તને તેના સોધક તરીખે ડુવા દેચ."

ભાઇ એક તો જવું આપણે રોયલ કલાસમાં અને પછી સગાં કંઇનું કંઇ વળગાડે એટલે મજુર જોતાં વેરજ કહે "શેઠ બાર આનાથી ઓછું નહિ છેક હામે પાર લઇ જવાનું છે." આતો લઇ જવાનું પણ પહોચતાં ત્યાં "શેઠ, મજુર" કરતો બાંગ મારતો મજુર બીજું ઓકાવે તે તો જુદું. દરેક ગૃહસ્થ અને સન્નારી જે પોટલું આપવા આવે તેની હું આ રસીદ પર સહી લેતો અને સહી ન કરે તો અંગુઠાની છાપ પડાવતો અને એની અસર આબાદ થતી.

(૩)

આ આવી જાતની વૉશીંગ કંમ્પની જેવી રસીદો જન સમાજમાં તો નહિ પરંતુ સગાં વહાલા તેમજ ઓળખાણુ પિછાન સમાજમાં બહોળો ફેલાવો કરવાનું મારે એક અગત્યનું કારણ હતું. નહિ તો હું નકામો મારો ભેજાનો ઉપયોગ કરું એવો નથી બા. આ જગતમાં દરેકને મિત્રની જરૂર છે અને હું એવી વળી ફીલસુફી માનવાવાળો એટલે મિત્ર ન હોય તો એ ફરજીઆત કે કબજીઆત મિત્રની પેરવીમાં રહેતો અને નસીબ જોર પર એટલે એક પ્રિય મિત્ર મહેરબાન કદરદાન, ગાનતાનમાં ગુલતાન મિત્ર મળી ગયો હતો. આ મારા મિત્રના મુંબાઇમાં લગ્ન હતાં અને તે માટે પોતે કંકોત્રી મોકલેલી જેથી મને હવે મારી રસીદોનો ઉપયોગ કરવાનો ખરો સમય આવી લાગેલો એટલે હું આજ કાલ મદગળતા માતંગ માફક મ્હાલતો. શુભ અક્ષરે કંકોત્રી મોકલી હતી અને હવે મારે જયાં વગર ચાલે એમ હતુંજ નહી, કારણુ કંકોત્રી બહુ નવી ફેસીનની હતી. એમાં તા. ક. "જેમ આપણે ન મળાયું હોય તો કંકોત્રીને માન..." વગેરે વાક્યોથી નહોતું લખાયું પરંતુ એમ હતું કે જે સાહેબો ફર્સ્ટ કલાસમાં આવશે તેમને હોટેલ તાજમહાલમાં ઉતારો મળશે. જેઓ સેકન્ડ કલાસમાં આવશે તેમને ભુલેશ્વરના સુરત હિંદુ હોટેલમાં ઉતારો આપવામાં આવશે અને જેઓ થર્ડ કલાસમાં આવશે તેમને માંડવડેજ ઉતારો આપવામાં આવશે. (અને તે લગ્ન વખતેજ) આથી આજે ઘણી વીમાસણમાં હું પડી ગયો કારણુ કે રેલ્વેના ડબ્બા પ્રમાણે માન મળવાનું હતું એટલે મેં બહુ બહુ વિચાર કરતાં રસ્તો કહાડયો કે જવું થર્ડ કલાસમાં દાદર સુધી, ને પછી જવું સેકન્ડ કલાસમાં ગ્રાંટરોડ. અને ત્યાં જઇ આપણે મિત્રના નામપર સેકન્ડ કલાસમાં આવવાનું ભાડું ને રસ્તાના રીફ્રેશમેન્ટનું બીલ ચઢાવવાનો વિચાર નક્કી કર્યો. અને આવી માથાકુટથી જવામાં ઉપર બતાવેલી રસીદો ઘણી ઉપયોગી થઇ પડી એ કહેવાની કંઇ જરૂર નથી.

# " મુજ એ ગૃહ દેવી પધારશો કે ? "

લેખકઃ—ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

( આ અંક માટે ખાસ. )

( કવ્વાલી. )

નથી લક્ષ્મીનો લેશ નિવાસ જહીં
　　મુજ એ ગૃહ દેવી પધારશો કે ?
નથી શો[illegible]નો અણું ભાસ જહીં
　　મુજ એ ગૃહ દેવી પધારશો કે ?

નથી ઐહિક સાધન કૈં રસીલાં,
નથી ચિત્રવિચિત્ર સુખોની લીલા,
ઉરવૃત્તિ છે એકજ સ્નેહશીલા;
　　મુજ એ ગૃહદેવી પધારશો કે ?

વિધવિધ મીઠાં પકવાન નથી,
વળી શોભિત વસ્ત્રનાં માન નથી,
રમતું મૃદુ ઉરજ ચાનકથી;
　　મુજ એ ગૃહ દેવી પધારશો કે ?

નથી કીર્તિના ગાનનો શોર અહીં,
અભિમાન તણો નથી દોર અહીં,
રસભાવ ભર્યા છે કિશોર અહીં;
　　મુજ એ ગૃહ દેવી પધારશો કે ?

ન [illegible]થાળ ગ્[illegible]ા [illegible]ક્ષિત જ્યાં,
ન સુચિત્ર [illegible]ગણ અંકિત જ્યાં;
વસી [illegible]લિ ઉર અખંડિત જ્યાં;
　　મુજ [illegible] ગૃહ [illegible]વી પ[illegible]રશો [illegible] ?

નથી [illegible]દક [illegible]માલ [illegible],
ન સુગંધિત [illegible] રસાલ અહીં,
હું [illegible]શાન્ત વસું પ્રભુ [illegible] અહીં,
　　મુજ એ ગૃહ દેવી પ[illegible]રશો કે ?

મધુપૂરિત શબ્દ પ્રવાહ નથી,

ક્ષણભંગુર દાંભિક ચાહ નથી,
અહીં લાલચ લોભનો રાહ નથી,
મુજ એ ગૃહ દેવી પધારશો કે ?

નથી આદર અર્પતા માંડવડા,
નથી સાધનથી વિકસેલી કલા,
ઉર શ્રદ્ધા વસી રહી છે સરલા;
મુજ એ ગૃહ દેવી પધારશો કે ?

યદિ ચાહો વિશુદ્ધ સુપ્રેમ કદી,
યદિ ચાહો કવિ ઉર-હેમ કદી,
પ્રભુ રાખે ચહો રહેવા તેમ કદી,
તવ એ ગૃહ દેવી પધારશો રે !

---

# હિંદુ સંસારમાં પળાતો શોકનો રિવાજ

લેખકઃ—નવનીતલાલ નગીનદાસ મહેતા—સુરત.



આપણી હિંદુ પ્રજા ઘણા પુરાણા સમયની છે અને તેમાં ચાલતા હિંદુ સમાજે પોતાને લગતા કેટલાક કાયદા ઘડયા અને સર્વે તે પ્રમાણે વર્તવા લાગ્યા. સમય પોતાનું કાર્ય કર્યો જાય છે. સમય ફરતો જાય છે તેની સાથે અનેક ફેરફારો થયા કરે છે. તે સમયમાં પુસ્તકો લખવાની પદ્ધતિ બહુ સારી નહતી કેમકે તે સમયમાં પ્રેસો ન હતા. હસ્ત લિખિત પુસ્તકોની એક કે બે ત્રણ કોપીઓજ થઇ શકે આથી તે વખતે લખાતા પુસ્તકોનો બહુ પ્રચાર નહતો.

રીત રિવાજોને લગતા જે કાયદાઓ તે સમયના મહાપુરૂષોએ ઘડયા તે કાયદાઓ અમલમાં મૂકાતા ગયા અને તે કાયદા પ્રમાણે શા માટે કરવું જોઇએ, અથવા તે કાયદા શા માટે ઘડાયા તે કારણો તે જાણતા હતા. સમય ચાલ્યો પેઢી પછી પેઢીઓ થતી ગઈ, અને અને ઘણે વર્ષે તે કારણો ભૂલાઇ ગયા પણ કાર્યો તો થતાજ ગયા. આ પ્રમાણે આપણે હાલ જોઇએ છીએ કે અનેક રીત રિવાજો માલમ પડે છે. પણ તેના કારણો જણાતા નથી. અને જ્યાંસુધી કારણ નહીં જાણીએ ત્યાં સુધી કાર્ય થાયજ નહી અને બનતા સુધી કરવું જોઇએ પણ નહી અને કારણ આપણે શોધવું જોઇએ.

આપણામાં પુરૂષ કે સ્ત્રીના મૃત્યુ પછી શોક પાળવાનો રિવાજ ચાલે છે. આપણે કેટલાંક ઘરડા અથવા અભણ મનુષ્યોને પૂછીશું કે શોક કેમ પાળવો ? તો તે કહેશે કે માણસ મરી ગયું તેથી અથવા જવાબ નહી મળે તો કહેશે કે તમે ભણેલાઓ તો નાસ્તિક થઈ ગયા. પરંતુ શોક શા માટે પાળવો જોઇએ અને તેનું મૂળ કારણ શું છે તે નહી જાણવાથી હાલ કેટલાંક બહુ વિચિત્ર પ્રકારના અને કેટલીક સમયે હાસ્યકારક પરિણામો નિપજે છે.

પ્રથમ શોકનો અર્થ જોઇને પછી આ પરિણામો પર વિચાર કરીશું; શોકનો અર્થ દીલગીરી થાય છે, એટલે શોક પાળવો એનો સરળ અર્થ એ થાય છે કે માણસનું મૃત્યુ થયાથી આપણા સ્નેહીનો આપણાથી વિરહ થવાથી આપણા મનમાં દીલગીરી થાય છે. આ પૃથ્વીમાં શુદ્ધ પ્રેમ અને પછી નીચા સ્વરૂપમાં માયા સર્વત્ર દેખાય છે. સગાં તથા સ્નેહીઓનો પ્રેમ કંઈ અનેરોજ છે. જ્યારે આપણા મિત્ર અથવા સગાં સંબંધી મરી જાય છે ત્યારે જો આપણો તેમના પ્રત્યે શુદ્ધ પ્રેમ હોય તો, તેમનો વિરહ આપણને અતિ દુઃસહ થઈ પડે છે. તેજ સમયે સૃષ્ટિની નિઃસારતાનુ ખરૂં ભાન થાય છે, કામ કરવું કે રમત રમવી ગમતી નથી. આ આપણી મનની સ્થીતિ તેજ "શોક." શોકનો અર્થ મનની આ સ્થિતિ સિવાય બીજો કંઈજ નથી. શોક કોણે પાળવો જોઇએ ? આ પ્રશ્ન પૂછવોજ અયોગ્ય છે. કેમકે શોક કોઇના કહેવાથી પળાતોજ નથી. એને માટે કાયદો ઘડવો પડતો નથી. શોક શબ્દનો અર્થ જોતાંજ એ સ્પષ્ટ થાય છે, કેમકે મનની આવી સ્થિતિ કયારે ઉત્પન્ન થાય છે ? જ્યારે મરનાર મનુષ્ય પોતાનો સ્નેહી હોય છે ત્યારેજ સ્નેહી હોયતોજ, નહી કે સગા હોય તોજ. કેમકે સગા હોય તો પણ થાય છે ખરો, પણ હંમેશા થતો નથી. કળિયુગમાં બે ભાઇઓ વચ્ચે અથવા તો ઘણા નજીકના સગાઓમાં પણ કેટલીક વખતે ઘણો મોટો વિરોધ હોય છે, જ્યારે આવા મનુષ્યોના મનમાં લેશ માત્ર પણ લાગણી થતી નથી, તો પછી તેવાઓ શોક પાળતાજ નથી, એમજ કહેવાય દેખીતો શોક પાળે છે. પણ હૃદયનો હોતો નથી. ઘરમાં તો મિષ્ટાન ઉડાવે છે. બહાર સારા કપડા પહેરે નહી અથવા તો ન્યાતમાં જમવા ન જાય એવો દેખીતો શોક પાળે છે. આવા મનુષ્યો બહારથી શોકનો દંભ શા માટે કરતા હશે ? હું તો તેવાઓને એમજ કહીશ કે જો તમારા મનમાં મરનારને માટે બીલકુલ લાગણી નહી હોય, તો પછી મરનાર ગમે તેટલો તમારો નજીકનો સગો હોય તો પણ તમારે દેખીતો શોક પાળવો નહી જોઇએ.

કારણ સમજ્યા વગર શોક પાળતા—(અને તેવો શોક દાંભિકજ હોય) મનુષ્યોના બે વિભાગ પાડી શકાય. પહેલો વિભાગ એવો હોય છે કે તે ઘરમાં સારૂં સારૂં ખાય છે એટલું તો નહી (અને લાગણી ન હોય તો તેઓને તેમ કરવાને બાધ નથી) પરંતુ સગાના મૃત્યુ પછી સારૂં ખાવું ન જોઇએ એમ જાણતાજ નથી.

બીજા મનુષ્યો એમ જાણે છે ખરા કે, સગાના મૃત્યુ પછી મિષ્ટાન્ન ખાવું નહીં જોઇએ. (શા માટે નખાવું તે, તેઓ સમજતા નથી) તે છતાં ખાય છે. અને બીજાને કહે છે અમારે શોક છે તેથી અમે કંઇ ખાતા નથી, આવા મનુષ્યો બેવડા ગુન્હા કરે છે. ન ખાવું જોઇએ એમ જાણે છે, છતાં ખાય છે, અને ખાય છે છતાં અસત્ય બોલે છે.

નાના બાળકોનો દાખલો લઇએ તો તેઓ એક બીજાના કેટલા સગા છે તે જાણતા નથી. તેમજ તેઓને પોતાની માતા અને પિતા સિવાય બીજા પર પ્રેમ પણ હોતો નથી અને હોય છે તો થોડો. આથી જ્યારે કોઇ કુટુંબી મરણ પામે છે, ત્યારે તે બાળકને તેને માટે જરાપણ શોક હોતો નથી તે છતાં, તેઓને ન્યાતમાં જવા દેવામાં આવતા નથી. આતો કોઇના અંતરમાં અમુક મનુષ્યને માટે શોક ન હોય તો તે મારી મચડીને મનમાં દીલગીર થઇ, અને ન્યાતમાં જઇશ નહી એ કહેવા જેવું થયું. કેમકે ખરૂ જોતાં મનમાં શોક થવાથી ન્યાતમાં નહી જવું જોઇએ તેને બદલે આવા બાળકોને ન્યાતમાં દબાણથી નહી જવા દઇને તેઓના પ્રફુલ્લીત મનને મારી મચડીને દીલગીર કરવામાં આવે છે. જે બાળકો સમજણા થયા નથી, તેઓને તો ગમે તેટલા પાસેના સગાના મરણ પછી પણ તેઓને આનંદ આપે એવી વસ્તુઓથી દૂર કરવા નહીં જોઇએ.

હવે વિધવાઓએ શું કરવું તે તપાસીએ. પતિ એજ સ્ત્રીનું સર્વસ્વ છે તેનો વિનાનું સર્વ શૂન્ય છે. અસલના વખતમાં પતિ મરણ પામવાથી સ્ત્રીને લાગતું કે હવે મારે માટે દુનીઆમાં કંઈ રહ્યું નથી. તેથી તે પોતાના પતિ સાથે બળી જતી, વખત જતાં એવું બન્યું કે સ્ત્રીનો પતિ મૃત્યુ પામે પછી જો તે સ્ત્રી સતી ન થાય તો, કદાચ લોકોને લાગે કે તેને તેના પતિ પ્રતી પ્રેમ નથી, આવા લોકવાદના ભયથી પણ સ્ત્રીઓ સતી થતી. ત્યાર પછી જેમ જેમ કળીયુગ નજીક આવતો ગયો તેમ તેમ તો પત્નીનો પતિ પ્રત્યેનો પ્રેમ ઓછો થતો ગયો. ઓછો થયો એટલે એમ કે પોતે પતિ સાથે બળી મરવા જેટલો પ્રેમ રહ્યો નહિ અને બળવાની તદ્દન મરજી નહીં તે છતાં લોકો દબાણથી બાળવા લાગ્યા એ પદ્ધતિ હવે ચાલુ નથી. અને તે સારૂં છે, પરંતુ માધ્યમિક કાળથી સ્ત્રીઓને લાગ્યું કે પતિ ગયો હવે મારે મોજમઝા નહી જોઇએ. આથી તે શૃંગાર પહેરતી નહીં, ચોટલો રાખતી નહીં અથવા ઘરની બહાર નીકળવું એ પણ તેને ગમતું નહી આ સર્વ પોતાની હૃદયની લાગણીથી સ્ત્રી કરતી. સમય જતાં તે પણ ધારા રૂપ બની ગયું અને પછી મરજી વિરૂદ્ધ પણ લોકવાદના ભયથી તેમ કરવા લાગી. હાલ પણ આપણે અનેક વિધવાઓને જોઇએ છીએ, અને તેઓને ઘર બહાર જવાની મરજી હોય તે છતાં પણ તેને ઘરમાં ગોંધાઇ રહેવું પડે છે અથવા લોકવાદના ભયથી જાતેજ ગોંધાઇ રહે છે. **અને જે દિવસે એક વર્ષ પુરૂં થાય છે કે તરત બહાર નીકળી પડે છે, અને પિંજરામાંના છુટેલા વાઘની પેઠે ખુબ ભટકે છે.** શું આ વિધવાઓના હૃદયમાં પતિના મૃત્યુ પછીના પ્રથમ વર્ષના છેલ્લા દિવસ સુધી અતિ દીલગીરી હતી? અને શું દ્વિતિય વર્ષના પ્રથમ દિવસે એકદમ તે દીલગીરી પૂરી થઈ ગઈ? આવી વિધવાઓએ તો પ્રથમથીજ બહાર નીકળવું જોઇએ. હાલમાં સ્વેચ્છાથી વિધવા ચોટલો રાખે છે, બંગડી પહેરે છે તે, મરજી વિરૂદ્ધ ઘરમાં ભરાઇ રહેવા તથા મરજી વિરૂદ્ધ આભૂષણો ત્યજવા કરતાં સારૂં છે કેમકે આ સ્ત્રીઓને લોકવાદને નહીં ગણકારતાં પોતાના મત પ્રમાણે કરવાની હીંમત છે.

કેટલીક વખત એવું પણ બને છે કે કોઇ મનુષ્યને મરણ પામેલા સગાને માટે અત્યંત પ્રેમ હોય છે છતાં તે તો તેનો આઘો સગો છે. માટે એણે ઓછોજ શોક પાળવો જોઇએ એમ લોકો બોલે છે. તેથી પેલા મનુષ્યને લોકવાદના ભયથી હૃદયની ઇચ્છા વિરૂદ્ધ સારાં કામોમાં ભાગ લેવો પડે છે. જો કે તે ખરા હૃદયથી તો તેમાં ભાગ લઈ શકતો નથીજ.

આથી ટુંકમાં હું એમ કહેવા માંગુ છું કે શોક પાળવો કે નહીં અથવા કેટલો વખત પાળવો એ સવાલનો જવાબ સર્વ મનુષ્યના હૃદયમાંથીજ નીકળવો જોઇએ અને તે જે જવાબ આપે તે પ્રમાણેજ વર્તવું જોઇએ. મન ના કહેતો બહારથી હા કહેવી નહી; મન હા કહે તો બહારથી ના કહેવી નહિ. જે હૃદયમાં હોય તે સ્પષ્ટ કહી દેવું એ બહુ ઉત્તમ છે. ઘણું ઘરડું માણસ પંચત્વ પામે છે ત્યારે તેની પાછળ તેરમાની ન્યાત જમે છે. અને સર્વ લોક આનંદ કરે છે. તો તેવાનો શોક પાળવાની કંઇ જરૂર નથી. કારણ કે જો મનમાં શોક થતો હોય તો ન્યાત જમાડાયજ નહી, પણ તેમ થાય છે તેથી મનમાં શોક થતો નથી. અને જો પોતાને શોક ન હોય તો પછી શોક પાળવો એનો અર્થ શું ? પરંતુ જો મૃત્યુ પામનારનો આપણામાં સ્નેહ, હોય, અને આપણો સ્નેહ તેનામાં હોય, તો, તેવો મનુષ્ય જીંદગી પર્યંત શોક પાળે તેમાં કાંઇ ખોટું નથી. કેમકે તેને એવો શોક થાય છે કે તે શોકનો અંત તેની જીંદગીની સાથેજ આવે છે એક વાક્યમાં કહીએ તો, સગા, સ્નેહી, અથવા મિત્રના મૃત્યુ માટે મનમાં જે દીલગીરી ઉત્પન્ન થાય તેજ શોક અને જ્યાં સુધી મનમાં તે, દીલગીરી રહે ત્યાં સુધી શોક પાળવો. દીલગીરી લાંબો સમય રહે તો લાંબો સમય શોક પાળવો. દીલગીરી ટુંકો સમય રહે તો ટુંકો શોક પાળવો, પણ દંભ કરવો નહી.



## * લગ્ન.

લેખકઃ—ગટુ.

" લગ્ન પ્રાણુવિકાસનું વ્રત છે,
સ્વર્ગપન્થનું પગથીયું છે,
માનવબાલનો ધર્મ્ય માર્ગ છે.
પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં. "

**કવિ ન્હાનાલાલ.**

લગ્ન કેટલી પવિત્ર વસ્તુ છે એ ઉપરના કાવ્ય પરથી સ્પષ્ટ રીતે માલમ પડે છે.

ઇંગ્લંડના એક ગામડામાં થતું અને સુરતના ખાસ કરીને શ્રી દશા શ્રીમાળી વણિક જ્ઞાતિમાં થતું લગ્ન સરખાવવાનો નીચેના લેખનો હેતુ છે.

---

* (સૌન્દર્ય)માંથી સુધારા વધારા સાથે ઉદ્ધૃત.

**સ્નેહલગ્ન**

" પતિએ પત્ની વ્રત લેવું,
ને પત્નીએ પતિવ્રત લેવું:
એવી પરસ્પરની પુણ્યપ્રતિજ્ઞા તે લગ્ન."

**કવિ ન્હાનાલાલ.**

અસલ ભારતવર્ષમાં સ્વયંવર રચવાની રૂઢી હતી. તેમાં કન્યાને જે વર પસંદ પડતો તેને એ વરમાળા પહેરાવતી આથી કુદરતી રીતે એ ઉભયમાં પ્રેમ ઉદ્દ્ભવતો. એ પ્રેમ દ્રઢ હતો, સ્થિર હતો, અવિચલ હતો. ખરેખર એ લગનજ હતું.

હાલના સમયમાં તો યુવક ન જાણે કે કન્યાનો સ્વભાવ, રીતભાત, વર્તણુક ઇ. ઇ. કેવાં છે અને કન્યા ન જાણે કે પતિરાજ કેવા છે. ઘણીયે વેળા ઉભયનો સ્વભાવ મળતાવડો હોતો નથી, ત્યારેપછી આ બન્નેના હ્રદય એક કેવી રીતે થઇ શકે? પછી ખરેખરૂં લગ્ન કેવી રીતે થાય?

હિંદુ સંસાર કજીઆ કંકાસથી ભરેલો છે તેનું મુખ્ય કારણ આજ છે.

" આત્મા ઓળખે તે વર " એવાજ યુવક સાથે લગ્ન થતું હોય એવું આખાયે ગુજરાતમાં જણાતુ નથી.

' જ્યહાં જ્યહાં સ્નેહ લગ્ન છે
ત્યહાં ત્યહાં સંસારમાં સ્વર્ગજ છે."

**કવિ ન્હાનાલાલ.**

પછી આપણા સંસારમાં સુખ કેવી રીતે હોઇ શકે?

ઇંગ્લંડમાં સ્નેહલગ્નજ થાય છે. કન્યા વરને પસંદ કરે છે અને વર કન્યાને પસંદ કરે છે. એવી રીતે તે યુગ્મ વચ્ચે પ્રેમ,-સાચો પ્રેમ ઉદભવે ત્યારેજ તેઓ લગ્ન ગ્રંથીથી જોડાય છે. ઇંગ્લંડના સંસારમાં કજીઆ કંકાસ જોવામાં નથી આવતા; તેનું મુખ્ય કારણ આજ છે.

**લગ્નદિવસ**

ઇંગ્લંડમાં બહુજ થોડો વખત સૂર્ય ઊગે છે, સૂર્ય ઊગે તે દિવસ રૂડો લેખાય છે. આથી જો લગનને દિવસે સૂર્યોદય થાય તો કન્યાનાં સગા સ્નેહીઓ હરખાઇ જઇ એને આશિર્વાદ આપતાં બોલે છે:

" Happy is the bride, the sun shines on "

આપણે અહિંઆ લગ્નને દિવસે સવારના પોહોરમાં વરકન્યાના સગાવહાલાંઓ-ખાસ કરીને સ્ત્રીઓ પ્રભાતીઆં ગાય છે. પ્રભુસ્તવન કરે છે અને દેવને જગાડે છે કે યુગ્મનું લગ્ન પવિત્ર રીતે થાય.

ઇંગ્લંડમાં માંડવો બાંધતા નથી વા ચંદરવો બાંધતા નથી; પરંતુ ચર્ચ (દેવળ જેવું)માં જાય છે. એથી કરીને જેમ અમે માંડવો શણગારવામાં આવે છે તેમ ત્યાં આગળ ચર્ચને

શોભાવવાને પુષ્પ અને ફુલના ગાડેગાડાં લગ્નને દિવસે ચર્ચ તરફ જતાં જોવામાં આવે છે. આપણે અહિંઆ માંડવાની એક બાજુએ ચિતરેલી કમાનો ગોઠવવામાં આવે છે; પરંતુ તે ગામડામાં ચર્ચની કમાન પુષ્પથી દિપાવવામાં આવે છે.

લગ્ન દિવસે એ ગામડામાં જેને ઘેર લગ્ન હોય તેના સગાવહાલાંઓ, ભાઇબંધ દોસ્તદારો સારાં સારાં કપડાં પહેરી ચર્ચ તરફ જતી ગાડીઓ આનંદપૂર્વક નિહાળે છે. અહિંઆ સગાઓ તથા મિત્રો ફક્કડ કપડાં ધારણ કરી આમંત્રણ કરવા જાય છે.

જો કોઇ પૈસાદાર ગ્રહસ્થને ત્યાં લગ્ન હોય છે તો એ મોટા તંબૂઓ તણાવે છે અને તેમાં ટેબલોપર ફળો, જુદી જુદી તરેહની મીઠાઈ, ચાહ, કોફી ઇ. ઇ. મૂકે છે, આવેલાં મહેમાનો, સગાઓ તથા દોસ્તારો આ સઘળું આરોગે છે. આપણે અહિંઆ એ દિવસે મહેમાનો વિગેરેને ભોજન કરવાને માટે ઉના ઉના દાળભાત, શાક, ચટણી અને અથાણાં ઘરમાં તૈયાર કરવામાં આવે છે.

લગ્નવાળા આખાયે ઘરમાં ફુલફુલ માલમ પડે છે, બારીબારણાંઓ તેમજ દાદરો પુષ્પથી ઢંકાઈ જાય છે. અહિંઆ લગ્ન દિવસે નહિ પરંતુ અગાઉથીજ બારીએ બનાવટી કાગળનાં ફુલોના તોરણો લટકાવે છે.

લગ્ન દિવસે લગ્ન પૂર્વેજ કન્યાને Presents (બક્ષિસ) આપવામાં આવે છે. એ ગામડાના સ્કવાયરને ત્યાં લગ્ન હોય છે, ત્યારે આ સઘળીયે ચીજો નજરે પડે છે-ચિત્રો, મૂર્તિઓ, વીંટીઓ, કંકણો, સોના, રૂપા તથા હીરાના હારો, રૂપાના ચાહના વાણસો, ચપ્પુઓ, ચમચાઓ, ઘડિઆળો ઇ. ઇ. હાલના સમયમાં આપણે અહિંઆ લગ્ન થયા પછી કે લગ્નના અંતમાં વર કન્યાને બક્ષિસ આપે છે.

અત્રે ગૃહશાંતિ કરવામાં આવે છે. સજજન મહાજન સહિત પૂર ભપકામાં વર કન્યાને ગૃહે જાય છે; આવું એ ગામડામાં બનતું નથી.

ત્યાં કન્યા સફેદ સેટીનનો ઝભ્ભો પહેરે છે, એના જોડા યે સફેદ સેટીનનાજ હોય છે. એના મોજાં રૂપેરી હોય છે. બુર્ખો સફેદ લેશનો હોય છે, અને માથા પર નારંગીના સફેદ ફુલો હોય છે. આવી રીતે કન્યા બધી સફેદ વસ્તુ પહેરે છે. અહિંઆયે કન્યા સફેદ કાંચળી અને પટોળું, કે સફેદ પાનેતર ધારણ કરે છે.

વર અને કન્યા ઉભય ચર્ચમાં જાય છે. ચર્ચને આપણે અહિંઆના માહ્યરા જેટલુંજ ઉચ્ચ રીતે શણગારેલું હોય છે. તેમાં એક બાજુ કન્યાવાળા તથા બીજી બાજુ વરવાળા બેસે છે અને કન્યાની આવવાની વાર જુએ છે. અહિંઆ તો ઉલટા કન્યાવાળા વર તેમજ વરવાળાની રાહ જુએ છે.

વળી વર કયારનોયે ચર્ચમાં આવી બેસે છે. કારણ કે એ મોડો આવે તો નભી શકે નહિ. થોડી વારે પોતાના પિતા સહિત રોપબંધ કન્યા ચર્ચમાં દાખલ થાય છે અને વર જ્યાં ઑલ્ટર (ચર્ચમાં આવેલી જમીનથી થોડી ઉંચી જગા) પર ઊભો હોય છે ત્યાં જાય છે વરની સાથે તેનો સખો (**Bestman**) ઊભો રહે છે અને કન્યાની સાથે તેની સખીઓ (**Bridesmaids**) ઊભી રહે છે.

લગ્નવિધિ.

અહિંઆ લગ્નવિધિ ગોર મહારાજ કરે છે, ત્યાં ધર્મગુરૂ વા રેક્ટર (Rector) તે કરે છે.

થોડીવારે રેક્ટર Prayer-bookમાંથી નીચેના પ્રખ્યાત ફકરાઓ વાંચે છે.—

Wilt thou have this woman to thy wedded wife? Wilt thou love her, comfort her, honour her, and keep her, in sickness and in health; and, forsaking all other, keep thee only to her, as long as ye both shall live?

આનો સારાંશ એટલોજ કે તું આ સ્ત્રીને તારી ગૃહિણી તરીકે સ્વિકારી જીંદગીપર્યંત તેને સઘળી જાતનું સુખ આપશે?

આના જવાબમાં વર હા પાડે છે.

ધર્મગુરૂ (Priest) એજ પ્રશ્ન કન્યા સમીપ જઇ વાંચે છે પરંતુ 'Wilt thou serve him and obey him?' તું એની બરદાસ કરશે અને એની આજ્ઞા માનશે?—આ શબ્દો ઉમેરે છે.

આના જવાબમાં મધુર તથા મંજુલ સ્વરે કન્યા હા પાડે છે.

'Who giveth this woman to be married to this man?'-કયો પુરૂષ આ પ્રમદા આ પુરૂષને લગ્નમાં અર્પે છે?' આ પ્રશ્ન કન્યાના બાપને પૂછવામાં આવે છે. કન્યાનો બાપ આગળ આવી જવાબ દે છે.

પછી ધર્મગુરૂ કન્યાનો જમણો હાથ પોતાના હાથમાં લઈ વરના જમણા હાથમાં મૂકી, વર પાસે બોલાવે છે.

"I take thee to be my wedded wife, to have and to hold, from this day forward, for better, for worse, for richer, for poorer, in sickness and in health, to love and to cherish till death do us part, according to God's holy ordinances, and thereto I pight thee my troth."

આનો સારાંશ આ છે—પરમેશ્વરના પવિત્ર નિયમાનુસાર આપણે મૃત્યુથી જુદાં ન પડીએ ત્યાં સુધી આજથી હું આપત્તિવિપત્તિમાં, તવંગરી તથા ગરીબાઇમાં, માંદગી તેમજ તન્દુરસ્તીમાં તારૂં રક્ષણ કરવાને, તારા પ્રતિ પ્રેમ રાખવાને તને મારી ગૃહિણી તરિકે સ્વિકારૂં છું.

પછી કન્યા જ્યાં 'wife' છે ત્યાં 'husband' તથા 'to cherish' પછી 'to obey' મૂકી એજ ફકરો પુનઃ બોલે છે.

આપણે અહિંઆ હસ્તમેલાપ થયા બાદ વર અને કન્યા (કેટલેક સ્થળે) આ શ્લોકો બોલે છે—

વર:—" છે ધર્મપત્નિ નરનું અરધાંગ જાણ્યું,
અર્ધાંગ અર્પ્યું તુજને મનથી પ્રમાણ્યું,
તેથી સદા હૃદયમાં શુધ પ્રેમ ધારી,
રક્ષા કરૂં અરધ અંગ ગણી તું નારી "

કન્યા:—" જ્યાં જ્યાં જશો પ્રભુ ત્યહાં તમ સાથ આવું,
છાયા રૂપે અનુસરી પતિની કહાવું,
હો દુઃખ કે સુખ જરી મનમાં ન લાવું,
સેવા વિષે રહિ સદા પતિ ગુણ ગાવું."

આવી રીતે ઉભય સોળ સ્લોક બોલે છે.

હમણા કેટલેક સ્થળે આ સ્લોકો નહિ પરંતુ કન્યાજ માત્ર પોતાને પસંદ પડે એવી કવિતા ગાય છે.

ત્યાં કન્યાના ડાબા હાથથી ત્રીજી આંગળી પર વર પછીથી ટચના સોનાની વીંટી પહેરાવે છે અને કહે છે—

" With this ring I thee wed, with my body I thee worship, and will all my worldly goods I thee endow."

અર્થાત્ ' આ વીંટીથી હું તારી સાથે પરણું છું, આ મારા શરીરથી તને પૂજું છું અને મારી સઘળી દુનીઆદારી સંબંધીની ચીજો તને અર્પું છું.

આવીજ રીતે અસલ રૂપિઆ વીંટી વરકન્યા અહિંઆપે રમતા હાલ એવું કંઈ જોવામાં આવતું નથી.

પછી ઉભય ઠેકાણે ગુરૂ વરકન્યાનેઆશિર્વાદ આપી લગ્ન વિધિ સમાપે છે.

છેવટ

એ ગામડામાં કંઇ આટલેથીજ લગ્ન પૂરૂં થતું નથી; પરંતુ પછી વરકન્યા જ્યાં રજીસ્ટરો રાખે છે એવી 'વેસ્ટ્રી'માં જાય છે અને ત્યાં રજીસ્ટરમાં પોતપોતાનું નામ વર વધૂ તરીકે દાખલ કરે છે.

અત્રે જેમ લગ્ન સમાપ્તિ પછી વરકન્યા વડવાઓને નમન નમે છે તેમ ત્યાં નહિ થતું હોય એમ લાગે છે.

ત્યાં ' વેસ્ટ્રી ' માંથી બહાર નીકળી વરકન્યા ચર્ચ આગળ ઊભેલી ગાડીમાં બેસી કન્યાને ઘેર જાય છે. આપણે અહિંઆ વરકન્યા ગાડીમાં બેસી વરને ઘેર જાય છે,

એ ગામડામાં તો કન્યા પતિ સાથે પોતાને ઘેર જઇ એક પુષ્પના ઘુમટ તળે જઈ ઉભી રહે છે. તે સમયે એ યુગ્મના સગાઓ, મ્હેમાનો તથા મિત્રો એમને અભિનંદે છે અને

હસ્તધૂનન કરી પોતાનો આનંદ બતાવે છે. જેઓથી લગ્ન પ્રસંગે નહોતું અવાયું તેમના પત્રો વાંચી કન્યા હરખાય છે.

આપણે અહિંઆ આવું નથી. વરકન્યા ગૃહે પહોંચતાં વારજ પ્રથમ માતાની પૂજા કરે છે. બાદ તેમને બધા આશિર્વાદ દે છે અને ખુશી થાય છે.

ત્યાં તો આ સઘળું પત્યા બાદ ઉજાણી થાય છે. સઘળાઓ વિવિધ પ્રકારનું ભોજન આરોગે છે, અને વરકન્યા સુખી થાય એમ ઇચ્છે છે. ઉેવટે કન્યા મુસાફરીના પોશાકમાં ત્યાં આવે છે. અને પછી વરવધુ નવગૃહને માટે પ્રવાસે ઉપડે છે. અહિંઆ આવું કંઇજ નથી.

માબાપના ઘડપણમાં એમને ત્યજીને ચાલ્યા જવું એ જરાયે પ્રશંસનીય નથી, કારણ કે જેમણે બચપણમાં સુખ દુઃખ વેઠી ઉછેર્યા છે એમને સુખ આપવું, એમના ઉપકારનો બદલો કંઇક અંશે વાળવો એ સુપુત્રોની ફરજ છે.

માત પિતાની સેવા કરવી એજ પરમ ધર્મ છે એવું ગુજરાતના પુત્રો સમજે છે એટલુંજ નહિ પણ તે પ્રમાણે વર્તે છે. ગુજરાત એ માટે ઝળહળી રહ્યું છે!



# પ્રભો, ક્યાં છે તારૂં ઉપવન?

લેખકઃ—મનસુખલાલ છ. મુખત્યાર—સુરત.

પ્રભો! ક્યાં છે તારૂં ઉપવન?

તીરે દયાનિધિના, કિનારે પ્રેમ સરોવરના કે તટે ભક્તિ સરિતાના?

આનંદ કેરાં આશ્રમ સમીપે, ઝળકતી જ્યોતિના અભેદ્ય પ્રદેશમાં કે દિવ્ય નાદગર્જિત સતતૂગતિ નિર્ઝરોના રમ્ય ઓછ પાસે?

શું? દયાનિધિ, પ્રેમ સરવર અને ભક્તિ સરિતા એ બધાંય તારા ઉપવન સમીપે છે?

સમુદ્ર, સરિતા, અને સરવર એ બધાં તારા પ્રદેશમાં અભિન્નજ છે વ્હાલા?

મર્ત્ય હું, શું જાણું તારા પ્રદેશની વાત? કે સંસાર વિલુપ્ત શું સમજુ તારા ઉપવનને?

આનંદનો આશ્રમ ત્યાં જ્યોતિનો અભેદ્ય પ્રદેશ પણ ત્યાં અને દિવ્ય નાદગર્જિત નિર્ઝરો પે ત્યાં?

આ શું છે બધું મારા નાથ?

હું તો આવું નથી જોતો આ સંસારપિંજરમાં. તારા સ્વતંત્ર પ્રદેશની વાત હું કારાગ્રહવાસી ક્યાંથી જાણું? કુવાનું દેડકું વ્હાલાના પ્રદેશની વાત શું જાણે? તેનો તો કુવો એજ વિશ્વ (મારેય) સંસાર એજ બધું તારા નિસ્સીમ પ્રદેશને હું શું સમજું?

આ દિસે છે એજ તારૂં ઉપવન કે ? લાવ દર્શન કરી કૃતાર્થ થાઉં. અહો ! આ શું ? આમાનું તો એ કેય વૃક્ષ મ્હારા ઉપવનમાં નથી પ્રભો !

નારદ સ્વર્ગથી પારિજાતીક વૃક્ષ લાવ્યા એવું મેં સાંભળેલું અને હું સમજ્યો કે આવાં સુરભી અને હજુયે વધારે સુવાસિત વૃક્ષો પ્રભુના ઉપવનમાં હશે.

પણ ના ! ના ! અહિં તો કંઇ જુદુંજ ભાસે છે ! આ જ્ઞાનવૃક્ષ ! એ ધર્મ વૃક્ષ ! આ ત્રિકાળદર્શી વૃક્ષ ! એ દેખાય પેલું કલ્પવૃક્ષ,

અને વ્હાલા ! આ નગ દેખાય છે એને શું કહે છે ? અહો ! ઉન્નતિગિરિ છે આતો ! પરંતુ આનાથીય ઉન્નત, અનન્તતામાં મળી જતો, દિવ્ય રક્ત જ્યોતે ઝળહળ અને આ ઉપવનના આભુષણ રૂપ એવો પેલો નગ દેખાય છે તે શેનો છે મારા નાથ ? અને તે ઉપર પેલાં ભાનુથીય વધુ ઝળહળતાં મંડળો ભાસે છે એ શું ઉપયોગના હશે ? આને મોક્ષગિરિ કહે છે પ્રભો ? ઠીક, અને પેલાં મંડળો મુક્તજનોની ગતિ દર્શાવે છે ? વાહ. તો હું એ ગિરિપર ક્યાંથી જઇ શકીશ વ્હાલા ? પ્રેમ સરવરમાંથી ભક્તિસરિતામાં અને ત્યાંથી દયાનિધિમાં થઇને ?

એ તો ઠીક, પરન્તુ આ ભૌતિક ઉન્નતિનો ગિરિ મને કેમ વધારે આકર્ષે છે પ્રાણેશ્વર ? શું એ ગિરિનો પ્રભાવ દૂર ઉભેલાનેય ખિલવે છે ? હા એમજ હશે.

મોક્ષગિરિની પવિત્ર સુવાસ તો પુનિતજ પામે, પરંતુ ભૌતિક ઉન્નતિનો ગિરિ તો અપવિત્રતામાંય પ્રવેશે. ત્યારે પ્રભો એ શ્રેષ્ટ મોક્ષ પર જવામાં તું મારો સુકાની થઇશ ? વ્હાલા એજ વિનતી છે.

---

# એક વજનદાર કુટુંબ.

( આ અંક માટે ખાસ )

ગારડીનરનાં વીલીયમ મેરીયમનું કુટુંબ. કેનેએક પ્રગણાંમાં સૌથી વધુ ભારી હોવાનું માન ધરાવે છે.

મી૦ મેરીયમ પોતે ૩૦૩ રતલ વજન ધરાવે છે. તેની આયડી ૨૬૪ રતલ, સૌથી વડી દીકરી ૩૦૦ રતલ, નાની દીકરી ૨૬૦ રતલ, અને એકનો એક દીકરો ૨૬૫ રતલ વજનમાં છે. એકંદર દોલત ૧૩૪૨ રતલની ( પૌંડની ) છે. જો કે અચ્છેર પાશેરનો તો કશો હીસાબજ નથી. કેવો ભાગ્યશાલી મેરીયમ !

'શીરીન'

# જ્ઞાનના ગેરફાયદા

### અથવા

### Knowledge as a curse.

લેખકઃ—**ઈશ્વર એમ વીમાવાળા—મુંબાઇ.**

( આ અંક માટે ખાસ )

હેડીંગ વાંચતાંજ, પ્રિય વાંચક, તને અત્યંત આશ્ચર્ય ઉપજશે; તને કદાચ એમ લાગશે કે આ લેખ મશ્કરી ઠઠ્ઠાનો અથવા દ્વિઅર્થી શબ્દોની રચનાવાળો હશે; તને શંકા થશે કે આવું હેડીંગ લખવામાં કાંઇક ભૂલ થઇ ગઇ હશે, અથવા તો લેખકે જાણી જોઇને આકર્ષણ માટે આવું વિચિત્ર મથાળું રાખ્યું હશે...........

પરંતુ તેવું કાંઇ નથી જે કાંઇ મેં લખ્યું છે તે તેના અર્થથી પૂર્ણ રીતે પરિચિત થઇનેજ લખ્યું છે, અને તે સત્યજ છે એમ મારી અંતઃકરણની માન્યતા છે. જ્ઞાન એ એક curse (શાપ) છેજ. એમાં કાંઇ પણ શંકા જેવું નથી. જ્ઞાનથી આપણને અનેક સંકટો સહન કરવાં પડે છે, અનેક પ્રકારની આપત્તિઓ લાવનાર જ્ઞાન છે, એ મિત્રોમાં વિખવાદ કરાવનાર જ્ઞાન છે, પ્રેમી જનોમાં વિક્ષેપ કરાવનાર જ્ઞાન છે, ભલાં—ભોળાં માણસોને અનેક ઉપાધિમાં નાંખનાર જ્ઞાન છે, સાદાં પવિત્ર મનુષ્યોને હાથે ખોટાં કાર્ય કરાવનાર પણ જ્ઞાન છે; અને લાખ્ખો ગરીબ લોકોના પેટ ઉપર પગ મૂકનાર પણ જ્ઞાન છે. સેંકડોની રોજી ગુમાવીને આખા દેશનું સત્યાનાશ વાળનાર પણ જ્ઞાન છે; તેમજ કરોડો નિર્દોષ પ્રાણીઓના જીવ લેનાર પણ જ્ઞાન છે. થોડો વિચાર કરી જોતાં અને આપણી આસપાસ દ્રષ્ટિ ફેરવતાંજ આ વાત સ્પષ્ટ સમજાશે.

જ્યારે આપણે બધા વાંદરા હતા ત્યારે આપણે જંગલમાં ઝાડની ડાળીએ કુદાકુદ કરતા, અને ફુલફળ ખાઈ ગુજારો કરતા, તે વખતે આખી પૃથ્વીજ જંગલમય હતી. ધીમે ધીમે આપણે ઝૂંપડું બાંધતા થયા. પહેલા આપણે ગમે તે ઝાડ કે પહાડની બખોલમાં સંતાઇ રાત કાઢતા, પણ ઝૂપડું બંધાયું એટલે ટાઢ તાપ આપણને અસહ્ય લાગવા માંડી. બીજું જ્ઞાન ચકમકમાંથી દેવતા પાડવાનું થયું એટલે આપણે ખોરાકને બાફવા લાગ્યા—પરિણામે આપણી પાચન શક્તિ ઘટવા લાગી, આપણે ઘાસમાંથી અનાજ બની શકે છે એ જાણ્યું એટલે ખેતી કરવી, વાવવું લણવું વગેરે અનેક ઉપાધિઓ આપણે વળગી તેમજ ગમે તેવું ખાવાની કાચું—જાડું પચાવવાની આપણી શક્તિ અને રૂચિ જતી રહી. આજ પ્રમાણે ધીમે ધીમે જેમ આપણે જ્ઞાનમાં, અનુભવમાં વધતા ગયા તેમ તેમ જુદી જુદી જાતની પીડાઓ, ઉપાધિઓ તથા બંધનો આપણને વળગતાં ગયાં તેમજ આપણી વિવિધ પ્રકારની શક્તિઓ ઉપર કાપ મૂકતાંજ ગયાં !

આટલુંજ નથી. પણ હજુ ઘણું વધારે છે જ્ઞાનથી બહુ સાવચેત રહેવાનું છે. માણસ જાતનો એ છૂપો શત્રુ છે. ઘેરઘેર લડાઈ ટંટો કરાવનાર પણ જ્ઞાન છે. એક સામાન્ય દાખલો લઇએ. બે ભાઇઓમાં નાનો મોટા કરતાં થોડુંક વધારે ભણ્યો હોય તો તેઓને બનતું નથી. આનું કારણ વધારે ભણ્યાથી નાનો ભાઇ ઉદ્ધત બની ગયો એમ ઘણા કહેશે, પરંતુ તે હંમેશ ખરૂં નથી. ઘણીવાર તો એમ હોય છે કે થોડું ભણેલો મોટો ભાઈ નાનાભાઇને કેટલીક વાર જે આજ્ઞા કરે છે તે નાનાભાઇને પોતાનાં conscience થી વિરૂદ્ધ લાગે છે. રખડતા સાધુઓને પોષવા એ એક રાષ્ટ્રીય પાપ છે એમ તેની માનતા હોય અને મોટાભાઈ તેવાઓને જમાડવાનો ખર્ચ કરે એટલે બે વચ્ચે મતભેદ અને તકરાર થાયજ. આનું મૂળ કારણ નાનો-ભાઇ વધારે ભણ્યો તેજ છે. જો બંને સરખું ભણેલા હોય અથવા નાનોભાઈ કંઇક થોડું ભણ્યો હોય તો બંનેના વિચારો ઘણા મળતા હોવાથી ભેદ પડવાનો સંભવ રહેતો નથી. પરંતુ આવી જ્ઞાનની અસમાનતાને લીધે ઘણા કુટુંબોમાં કજીઆ થયેલા અને ઘર ભંગાયલા મેં જોયા છે. શિક્ષિત વર્ગમાં જેટલો મતભેદ થાય છે તેટલો અભણ ગામડીઆઓમાં થતો નથી. પોતાના જ્ઞાનની ભિન્ન ભિન્ન સીમાઓ ઉપરથી દરેક શિક્ષિત મનુષ્ય કોઇ પણ પ્રશ્નને ભિન્ન ભિન્ન દ્રષ્ટિ બિન્દુથી જૂએ છે, એટલે મતભેદ ઘણો થાય છે. ફ્રેંચ રેવોલ્યુશનના વિષય પર મતભેદ થવાથી પ્રતિપક્ષી થયેલા બર્ક અને ફોકસની વાત ઘણાઓ જાણતાજ હશે. આ બે મિત્રો અભણ ગમાર હોત તો તેમનાં જીવનની છેલ્લી પળ સુધી મિત્રોજ રહેત.

જ્ઞાન અથવા વિજ્ઞાનની વૃદ્ધિએ દુનિયાનું જેટલું ભલું કર્યું છે તેના કરતાં વધારે પ્રમાણમાં સૃષ્ટિનું સત્યાનાશ વાળ્યું છે એમ મને તો લાગે છે. જે માણસે કાપડ વણવાના સંચા બનાવ્યા તેણે લાખ્ખો વણકરોનાં ગળાં રેંસી નાંખ્યા છે. એ વાત હવે ધીમે ધીમે સર્વને સમજાવા લાગી છે જ્યારે યુરોપમાં પહેલ વહેલી machinery સાંચા કામનો પ્રચાર થયો ત્યારે ઠેર ઠેર હુલ્લડો અને તોફાનો થયાં હતાં. કારખાનાં તોડી પાડવામાં આવતાં હતાં તેનું કારણ આજ હતું. એક માણસનું જ્ઞાન અને બુદ્ધિ બીજાં અનેક નિર્દોષ મનુષ્યોનો ભોગ કેવી રીતે લે છે અને કેટલું રીબાવે છે તેનો ખ્યાલ છેલ્લી લડાઇએ બહુ સારી રીતે આપ્યો છે.

અત્યારે મહેલ જેવા ઘરમાં વસનાર, સ્વાદિષ્ટ વાનીઓ ભોગવનાર, ગરમ સુંવાળા કપડાંથી ટાઢ અને ઝીણી મલમલથી તાપ સાથે યુદ્ધ કરનાર, નળની ચકલી ફેરવતાંજ વગર યત્ને સેંકડો ગેલન પાણી મેળવી શકનાર, માત્ર એક બટન દાબી લાખ્ખો કેંડલ પાવરનો પ્રકાશ ઉપજાવનાર અને પાંચ મીનીટમાં કોલાબેથી દાદર સુધી દોડી જનાર આપણે શું આપણા પૂર્વજોના પૂર્વજ—જેને primitive man કહીશું તેના-કરતાં વધારે સુખી છીએ મને તો તેમ લાગતું નથી. જેમ ડાકટર વધતા જાય છે તેમ રોગો વધ જાય છે જેમ રેલ્વે વધતી જાય છે તેમ દુકાળ વધતા જાય છે અને લોકો દુર્બલ બનતા જાય છે. જેમ કાયદા વધતા જાય છે તેમ તેમ કાયદો તોડવાને વધારે અને વધારે ચતુર પ્રયત્નો થાય છે તેમજ લોકો વધારે કપટી બને છે. જેમ આપણે નવી નવી વાતો જાણતા જઇએ છીએ તેમ તેમ નવી નવી જંજાળમાં પડતા જઇએ છીએ આપણે માથે નવી નવી ફરજો ઉભી થતી જાય છે અને પરિણામે તેમાંથી આપણને કંઇ પણ ફાયદો ન થતાં

જેવા હતા તેવા રહીએ છીએ અજ્ઞાનમાં અજ્ઞાન માણસ અને ગાંડો માણસ એ બંને આપણા કરતાં વધારે સુખી છે. આપણને જ્ઞાન અને બુદ્ધિ છે તેથીજ આપણને સંતાપ અને શ્રમ છે. આપણા પૂર્વજો જે આપણા કરતાં જ્ઞાનમાં પાછળ હતા, તેઓ પોતાના ખપ જેટલાં અન્ન વલ્કલ વગેરે મેળવીને ઘણુંજ સુખથી કાળ નિર્ગમન કરતા અને તેમના પૂર્વજો તેમના કરતાં પણ વધારે આનંદથી રહેતા, અને થોડીજ જંજાળમાં વીંટળાયલા હતા. સમય જતાં પાકશાસ્ત્ર, ખેતી, વણાટ, હથીઆર બનાવવાનું, વાંચવા લખવાનું, વાહનો બનાવવાનું, ગણિત, ભુગોળ વગેરેનું જ્ઞાન ખીલવા માંડ્યું અને અમુક વિષયોનાં સ્વરૂપમાં નિશ્ચિત થવા લાગ્યું; એ પછી બીજ ગણિત, ખગોળ, ઈતિહાસ, અને એવા એવા આધુનિક વિષયોનો જન્મ થતો ગયો અને તે થતોજ ગયો, કોઈથી અટકાવી શકાયો પણ નહી.

એ પ્રમાણે જેમ જેમ જ્ઞાનનું ક્ષેત્ર વિસ્તાર પામતું ગયું તેમ તેમ બુદ્ધિની કીંમત વધતી ગઈ. ચતુર અને તીક્ષ્ણ વિચાર શક્તિવાળા માણસો બીજાઓ ઉપર હકુમત ચલાવવા લાગ્યા. પ્રજામાં distribution of wealth ધનાઢ્યતાનું પ્રમાણ બગડવા લાગ્યું. ગરીબ માણસ સડવા લાગ્યો અને પૈસાવાળો દ્રવ્યમાં આળોટવા લાગ્યો. એ સ્થિતિ હજુ પણ બગડતીજ જાય છે. આપણે એક ગામડાંને જાત મહેનત અને શહેરને બુદ્ધિનાં સ્વરૂપ તરીકે લઈને જોઈશું તો માલમ પડશેજ કે ગામડાંના વધારેમાં વધારે પૈસાવાળા અને ગરીબમાં ગરીબ માણસ વચ્ચે જે તફાવત હશે તેના કરતાં શહેરના સૌથી વધારે દ્રવ્યવાન અને સૌથી વધારે ગરીબ માણસ વચ્ચે ઘણોજ વધારે તફાવત હોય છે. વિચાર કરતાં માલમ પડશે કે આનું મૂળ કારણ જ્ઞાનજ છે.

જ્ઞાનના ફેલાવાથી બુદ્ધિનું જાતમહેનત (labour) ઉપર ગડી વાગવા લાગ્યું, અને એજ કારણથી એક સાંચા બનાવનારે અનેક ગરીબ માણસોના પેટ પર પગ મૂકી દીધો. વિજ્ઞાનના પ્રચારથી દુનિયાની પ્રજા વધારેને વધારે દાસત્વમાં આવતી જાય છે-વધારેને વધારે એક માણસના સકંજામાં આવતી જાય છે. અત્યારે મુંબાઈ શહેરને એકજ માણસ પાણી વિના તરસે મારી શકે એમ છે અને એજ શહેરને એકજ માણસ એકી વખતે ભડભડાટ બળતું બનાવી શકે એમ છે એનું કારણ શું ?

જેમ જેમ આપણને નવી નવી વાતો યુક્તિઓ, વર્ણનો વિચિત્રતાઓ વગેરેની માહિતી થતી જાય છે તેમ આપણને નવી પીડાઓ વળગતી જાય છે તેમજ આપણી શક્તિઓનો ક્ષય થતો જાય છે એ વાત હવે સ્પષ્ટ સમજાઈ હશે. જ્ઞાન એક શાપ છેજ અને તે એવો શાપ છે કે તેનો અનુગ્રહ પણ થઈ શકતો નથી. જ્ઞાનના ફેલાવાને અને વૃદ્ધિને અટકાવી શકાતીજ નથી. હું રેંટીઓ ફેરવી ગુજરાન ચલાવતો હોઉં અને મને એટલા વખતે તેટલીજ મહેનતથી ચાર ટીઆ ફેરવતાં આવડતું હોય તો મારે શા માટે એકજ ફેરવવો ? મારા વેપારનો માલ અમેરિકામાં સૌથી વધારે પાકે છે અને જાપાનમાં સૌથી વધારે ખપે છે એમ હું જાણતો હોઉં તો મારે શા માટે બીજા અજ્ઞાન વેપારીઓ કરતાં વધારે લાભ ન મેળવવો ? એવીજ વૃત્તિ અને માનતાથી દિવસે દિવસે દુનિયા અનેક વિષયોનાં જ્ઞાનમાં પ્રગતિ કરી રહી છે, અને કરશે તેને કોઈ અટકાવી શકે એમ નથી.

